# લંડન રાજ-રહસ્ય.

અથવા

## મિસ્ટરીઝ ઓફ ધી કોર્ટ ઓફ લંડન.

( ભાગ ૧ )

મુળ લેખક

**સ્વર્ગસ્થ મી૦ જ્યોર્જ વીલીઅમ રેનોલ્ડસ**

અનુવાદક

**સાકરલાલ મગનલાલ કાપડિયા**

૭, અનંતવાડી, મુંબાઈ નં ૭

પ્રકાશક

**હરિલાલ વલ્લભદાસ બ્રહ્મક્ષત્રી**

૯૮, હોળીચકલા કોટ, મુંબઈ

સોલ એજંટ

**વીઠ્ઠલદાસ હરજીવનદાસ ઠક્કર**

જકરીયા મસીદ, મુંબાઇ નં ૩

આવૃતિ ૧ લી. ૧૯૨૫ પ્રત ૧૫૦૦

કિમ્મત: રૂ. ૦-૧૪-૦.

# બે બોલ.



લંડન રાજરહસ્ય અથવા મિસ્ટરીઝ ઓફ ધી કોર્ટ ઓફ લંડન નામક સ્વર્ગસ્થ આગ્લ નવલકથાકાર મી૦ જયોર્જ વીલીયમ રેનોલ્ડમની આખી આલમમા સર્વશ્રેષ્ઠ ગણાયલી અદ્દભૂત નવલકથા ગુજરાતી પ્રજા સમક્ષ મૂકવાના બેત્રણ નિષ્ફળ પ્રયાસ અત્યાર અગાઉ થઈ ગયા છે લગભગ આઠ દશ વર્ષ થયા આ સાહસ ઉપાડવાનો હુ વિચાર કરતો હતો, પણ સાધન અને સજોગોને અભાવે એ કામ પડી રહ્યુ હતુ

પ્રભુ કૃપાથી "વિલાસ" ના તત્રી અને મારા પરમ મિત્ર ભાઈ હરિલાલ વલ્લભદાસ બ્રહ્મક્ષત્રી સાથે હુ "વિલાસ" સાથે કાચા સુતરના તારથી બધાયો અને "વિલાસ" ના આરભથીજ ગુજરાતી આલમને આ મહાન નવલકથાનું લ્હાણુ કરવાનો મે નિશ્ચય કર્યો અઠવાડિક "વિલાસ" મા આ વારતા એટલી બધી લોકપ્રિય થતી ચાલી છે કે તેને પુસ્તક આકારે પ્રગટ કર્યા વિના છુટકોજ ન રહ્યો આજે આ નવલકથાનો પ્રથમ ભાગ ગુર્જર વાચકોના કરકમળમા મૂકવાને હું ભાગ્યશાળી થાઉ છુ તે આભાર સર્વ શકિતમાન પરમાત્માનો અને મારી નવલકથાઓ વધાવી લેનાર મારા વ્હાલા વાચકોનો !

હવે પછી આ વારતાના બાકીના ભાગો સીલસીલાબધ ઝડપથી પ્રગટ થતા રહેશે. અગાઉથી ચાર આના ભરી નામો રજીસ્ટર કરાવનારા ગ્રાહકોને બાકીના ભાગો "વિલાસ" ની ઓફીસમાર્ફત પોણી કિમ્મતે મળશે

વિલાસ ઑફિસ.
૯૮ હોળી ચકલા કોટ મુબઈ

મધુકર.

# અનુક્રમણિકા.





# લંડન-રાજરહસ્ય

## અથવા

# મિસ્ટરીઝ ઓફ ધી કોર્ટ ઓફ લંડન.



## પ્રકરણ ૧ લું.

### હોટલમાં.

ઇ સ ૧૭૯૫ ના જાન્યુઆરી માસમા અમારી નવલકથા 'ના આરંભ થાય છે એ સમયે ગ્રેટબ્રિટન અને યૂરોપની રંગભૂમિ પર અનેક આશ્ચર્યજનક અને ભયંકર ઘટનાઓ બનવા પામી હતી ત્રીજો જ્યોર્જ ઇગ્લંડના રાજસિંહાસન પર બીરાજતો હતો અને તેજ ઇંગ્લંડનો કર્તાહર્તા વિધાતા હતો ગાદી પર આવ્યાને તેને લગભગ ૩૫ વર્ષ વહી ગયા હતા અને તેના પુત્ર પ્રિન્સ જ્યોર્જ અથવા પ્રિન્સ ઓફ વેલ્સની ઉમ્મર ૩૩ વર્ષની થઇ ગઇ હતી. જુવાનીના તોરમા નોજવાનોને જે સારી નરસી ટેવો પડે છે તે સર્વ રાજ કુમારમા સીંચી સીંચીને ભરાઇ હતી અને પુખ્ત વય હોવા છતા તેની નાદાનીયત વીસ વર્ષના યુવાન જેવીજ હતી તે સમયે ઇગ્લંડનો પ્રધાન મત્રી વીલીયમ પીટ હતો ઇગ્લંડનુ સુકાન તેના હાથમા હતુ આકાશમા અરાજકતાના વાદળા ઘેરાવા માંડયા હતા ફ્રાન્સના રાજવિપ્લવની પૂર્ણાહુતિ થઇ ત્યા રિપબ્લીક યા પ્રજાસત્તાકની સ્થાપના થઇ ચૂકી હતી. ફ્રાન્સનું રાજતત્ર જેકોબીન અને થર્માડોરીઅન પક્ષના હાથમા જઇ પડયુ હતુ ઇગ્લંડનો સેનાપતિ ડયુક ઓફ યોર્ક હતો નેધરલેંડની લડાઇમા તેની સરદારી નીચે અંગ્રેજી ફોજને બદનામી અને બેઇજ્જતી શિવાય બીજુ કઇ મળ્યુ નહોતું.

એજ સમયે લંડનની પાર્લામેંટમા હિન્દુસ્થાનના નામચીન ગવર્નરજન-રલ વોરન હેસ્ટીંગ્સનો કેસ જબરી ચકચાર ચલાવી રહ્યો હતો ઇંગ્લંડમા

પ્રજામતનું જોર દિન પ્રતિદિન વધતું જતુ હતુ હેબીઅસ કોર્પસ નામનો કાયદો કેટલાક દિવસથી રદ થયો હતો રાજધર્મની પ્રધાનતા મંદ પડી ગઇ હતી અને રાજાના ઇશ્વરત્વનો વાવટો ઝૂકી પડયો હતો

ફ્રાન્સ સાથે લડાઈ જગાવવાને માટે પ્રધાન મંડળ પ્રજા પાસેથી ભારી રકમ માગી રહ્યુ હતુ ગુલામોનો વેપાર નાબુદ કરવા માટે વીલ્બર ફોર્સ જબરી ધાંધલ મચાવી રહ્યો હતો બ્રુન્સવીકની રાજકુંમારી કેરોલીન સાથે પ્રિન્સ ઓફ વેલ્સના વિવાહ નકકી થવાની ખબર પ્રજાને મળી ચૂકી હતી

ઐતિહાસિક બનાવોની આટલી માહિતીથી આ નવલકથા આગળ વધતા વાચનાર સહેલાઇથી સઘળા રાજ પ્રપચો સમજી શકશે

૧૭૯૫ નો જાન્યુઆરી માસ ચાલતો હતો એક દિવસ રાતે હોલબર્ન પરાના જ્યોર્જ એન્ડ બુલ્વર નામક હોટલના એક સુસજ્જિત દિવાનખાનામા દેશ વિદેશમા વેપાર કરનારા સોદાગરોનુ એક ટોળુ સગડીની આસપાસ વીંટાઇ વળી ઠંડી ઉડાવતા ઉડાવતા વિધ વિધ જાતના ગપ્પા મારી રહ્યું હતુ ઠંડી ખૂબ પડતી હતી તેથી ગરમી લાવવાને શરાબની પ્યાલી પર પ્યાલી ઉડતી હતી. કેટલાક વેપારીઓ વિદાય થવાની તૈયારી કરી રહ્યા હતા જેઓ લાબા પ્રવાસથી આવ્યા હતા તેઓ મોજમાજાહ કરીને પોતાનો જીવ બહેલાવી રહ્યા હતા

આ હોટલમા સામાન્ય રીતે પ્રવાસીઓ અને સોદાગરોનો અડ્ડો જામેલોજ રહેતો તેથી સઘળા એક બીજાને પીછાનતા હતા. છતા જો કોઇ નવો માણસ આવી પુગતો તો સઘળા તેની સાથે સ્નેહાળ વર્તન ચલાવી તેને પોતાનો કરી લેતા હોટલોમા અનેક જાતના માણસોની જાવ આવ થયા કરે છે પણ પ્રવાસી સોદાગરો જેવા સરલ, સાદા અને બુધ્ધિમાન સખસો દુનિયામાં ઘણા થોડા મળી આવે છે.

સાંજના છ સાત વાગ્યાનો સમય હતો સોદાગરો રાજદ્વારી વિષય પર ચર્ચા કરી રહ્યા હતા એજ સમયે દ્વાર ઉઘડયુ અને લગભગ ૪૦-૪૫ વર્ષનો એક પાતળો પુરૂષ ઓરડામા દાખલ થયો.

તેને જોતાજ બધા બોલી ઉઠયા "અલ્લો મી પેજ! તમે આવી પહોચ્યા ? કેમ છો ? ખુશ તો ખરા ?"

"તમારી મહેરબાનીથી ખુશ તો છુ પણ પેટમા બીલાડા બોલી રહ્યા છે આહ! આજે કેવી ગજબનાક શરદી પડે છે. હીકકત એવુ છે કે બહાર જતા દમ નીકળી જાય છે...બોય!" પેજ બોલ્યો

"જી" જોન નામનો નોકરે જવાબ વાળ્યો

"મારે માટે જલદી ડીનર લાવ કપડા ઉતાર ને બુટ કાઢી સ્લીપર પહેરાવ"

જોને તરતજ મી પેજનો ઓવરકોટ અને હેટ લઇ ખીંટીપર ટાગી દીધા અને બુટ કાઢી તેની સ્લીપર હાજર કરી તે ભોજન લેવા ચાલ્યો ગયો

જોન ગયા પછી પેજ સગડી નજીક ખુરશી ખેચી બેઠો તેણે હાથ પગ ગરમ કર્યા અને પછી પોતાના સાથીઓ તરફ નજર કરી

"કેમ? કેટલીક સફર કરી આવ્યા? કાલે રાતે કયા સુતાતા? હમણા કયાથી આવ્યા?" એક જણે પૂછયુ

"બહુ મજલ કાપી આવ્યો કાલે એલ્સબરી હોટલમા રાત વાસો રહયો હતો સ્હવારે નવ વાગે ત્યાથી નીકળી હમણા અહિ આવી પહોચ્યો"

"એલ્સબરીની કઇ નવા જુની?" એલ્સબરીનુ નામ સાભળી એક જણે આતુરતાથી પૂછયુ

"આ હાલમા પાપીઓનો સીતારો ચમકી રહયો છે પાપનું બજાર તેજ થઇ ગયુ છે. હ! ઠીક યાદ આવ્યુ! તમે સર રીચર્ડ સ્ટેમ્ફોર્ડને ઓળખો છો?"

"નામ સાભળ્યું છે એના થોડાક કામની ખબર છે પણ આજ સુધી રાજેશ્રીની સુરત જોવાની મળી નથી. ભલા, એકાએક એનુ નામ દેવાની શી જરૂર?"

"એ મોટા ઉમરાવ માણસ છે એલ્સબરી શહેરની નજીકના એક ગામમા તેનો સુદર મહેલ છે. કહે છે કે એ બહુ ઠાઠમાઠથી રહે છે ત્યાના લગભગ બધા રહીશો કહે છે કે એ મોટા દાનવીર અને ધર્માત્મા છે સેકડો માણસને એ રોટી આપે છે એલ્સબરીની મોટી બેકના એ ડીરેકટર છે પૂર ભભકથી રહે છે ગામમા એ ધર્માત્માના પોષાકમા સાધુ હોવાનો ડોળ કરે છે પણ શહેરમા અધર્મ અને પાપનો અવતાર ધારણ કરે છે ટૂકમા એક પણ પાપ એવુ નહિ હોય કે જે એણે ન કર્યું હોય–" પેજે વેપારીઓ આગળ બોળ્યુ ફેકયો

" એટલે ? "

"ઘણી વાત છે છળ કપટ, દગો પ્રપચ, જુગાર, ચોરી, સ્ત્રી હત્યા, આગ વિગેરે વિગેરે વિગેરે ."

સઘળા આ ભયકર વાત સાભળી કમ્પી ગયા અને પેજ તરફ ફાટી આખે જોઇ રહ્યા એક જણે કહ્યુ "મે સાભળ્યુ હતુ કે મર રીચર્ડ અતિ ભલા અને ખાનદાન ગૃહસ્થ છે અને પોતાની પત્ની પર અત્યત પ્રેમ રાખે છે"

આ સાભળતાજ પેજના વદન પર તિરસ્કારની છટા આવી તે બોલ્યો "હશે એજ ધર્માત્માએ એલ્સબરી બેકમા ઘોટાળો કર્યો છે એજ બેકના રામસે નામના બીજા ડીરેકટરે એ ઘોટાળો પકડયો છે એ માટેજ એ બદમાસે પોતાની સ્ત્રીનુ ખૂન કર્યું અને ખૂન પ્રગટ ન થાય તે માટે પોતાના આલીશાન મકાનને આગ લગાડી તે નાસી ગયો છે"

"આહ ! એ મનુષ્ય નથી શયતાન છે એને પકડવાને વોરટ નીકળ્યુ કે નહિ ?"

"ત્રણ ઇનામો જાહેર થયા છે, એને ગીરફતાર કરવાનુ વોરટ નીકળ્યુ છે પણ ચાલાક સ્ટેમ્ફોર્ડ હજુ સુધી કાયદાની ચુગાલમા ફસ્યો નથી"

જેઓ એજ રાતે હોટલ છોડી બ્હારગામ જવાના હતા તેઓ આટલી વાત સાભળી સરસામાન લઇ ત્યાથી વિદાય થયા. બાકી દશ બાર માણુસો રહી ગયા તેમાથી પોતાના બે જુની મિત્રો સાથે પેજ એક ઓરડામા ગયો અને તેઓ અવનવી વાતો કરવા લાગ્યા

"સર રીચર્ડનો દેખાવ આબાદ રાજકુમાર જેવો છે એમ કહેવાય છે કે હાલના મહારાજા જ્યોર્જ જ્યારે પાટવી કુવર હતા ત્યારે હેના લાઇટફુટ ' નામની એક સૌન્દર્યસ્વરૂપ યુવતી સાથે તેમને છૂપો પ્રેમ હતો " પેજે વાત છેડી

આ સમયે વેટર ભોજનની રકાબીઓ અને શરાબની પ્યાલીઓ ટેબલ પર મૂકવા ઓરડામા આવ્યો વાત અધુરી રહી પેજના પેટમા કુરકુરીયા બોલતા હતા એટલે તે ભૂખ્યા ડાસની પેઠે માસ, પાઉ અને પેટીસ પેટમા ઉતારવા લાગ્યો બે ત્રણ પ્યાલી શરાબની ઉડાવી તેણે થોડાક ફ્રુટ ખાધા અને પછી ચીરૂટ સળગાવી ધુમાડો કાઢતો કાઢતો તે બોલવા લાગ્યો "હુ શુ કહેતો હતો? હ હ ! હેના લાઇટફૂટની વાત કરતો હતો તે સમયના પ્રિન્સ ઓફ વેલ્સ અને હાલના મહારાજા તેની સાથે ગુપ્ત પ્રેમસાગરમા સ્નાન કરતા હતા ત્યારે એ યુવતી ગર્ભવતી થઇ ગઇ નવમે મહિને તેણે એક પુત્રને જન્મ આપ્યો કેટલાક સખસો કહે છે કે પાટવી કુવરે હેના સાથે છૂપાં લગ્ન કર્યાં હતા ગમે તેમ હો પણ હેના પુત્રવતી થઇ પ્રિન્સે એ છોકરાને છૂપી રીતે સ્વર્ગસ્થ સર વિલિયમ સ્ટેમ્ફોર્ડને સોપ્યો એજ સમયે લેડી સ્ટેમફોર્ડનો તરતનોજ જન્મેલો નાદાન પુત્ર મરી ગયો હતો એટલે પતિપત્ની હેનાના પુત્રનુ પ્યારથી લાલન પાલન કરવા લાગ્યા આ વાત મે સાંભળેલી છે હો ! ખરૂ ખોટુ પરમાત્મા જાણે !—"

આ વાત ચાલતી હતી તેજ પળે એક કદાવર બાધાનો નાજવાન ઓવરકોટ સાથે ઓરડામા ચુપચૂપ દાખલ થયો તેણે પેજના છેલ્લા વાકયો સાભળ્યા હતા અદર આવતા વાર તે તિરસ્કાર

પૂર્ણ સ્વરે બોલ્યો "મારા વિચાર પ્રમાણે આ વાત તદ્દન જૂઠી અને નાપાયદાર છે"

ઓવરકોટવાળો યુવાન આ શબ્દો અસત ધિક્કારથી બોલ્યો તે સાભળી ઓરડામા ગપ્પા મારતા ત્રણે જણ ચોકી ગયા અને નવીન આગતુકની મુદ્રા જોવા લાગ્યા તે નોજવાનનુ શરીર સુડોળ અને ધાટીનુ હતું તેનું વદન સુદર હતુ અને તે પર ખાનદાની અભિમાનની છટા હતી તેનું કપાળ ભવ્ય હતુ અને મદીલી આખોમા શરાબનો નીશો સ્પષ્ટ જણાતો હતો. તેના કિંમતી વસ્ત્રો તથા ગૌરવભરી ચાલથી તે કોઇ અમીર યા રાજવંશી હોય એવો લાગતો હતો. તેના વાળમા કાળા અને ભુરા રગનુ મિશ્રણ હતું અને ઉમ્મર ત્રીસ બત્રીસ વર્ષની લાગતી હતી

તે ઓવરકોટ અને ટોપી કાઢી એક ટેબલ પાસે બેઠો અને શરાબ લાવવાનો વેટરને હુકમ થયો તરતજ શરાબની પ્યાલી હાજર થઇ પેજ હવે તેને જોવા લાગ્યો તે તેને એકી ટસે જોઇ રહ્યો થોડી વાર પછી આ માણસને અગાઉ તેણે કોઇ જગ્યાએ જોયો છે એવો તેને ભાસ થયો "એ એજ હશે! મારી ભૂલ તો નહિ હોય" આવા વિચાર કરતો તે પેલા શખ્સને જોવામા એટલો લીન થઇ ગયો કે તેના બે સાથીઓ તેને એકલો છોડી ચાલ્યા ગયા તેનુ પણ તેને ભાન રહ્યું નહિ ઓરડામા પેજ અને પેલો નવો આવનાર એમ બે જ માણુસ રહી ગયા



## પ્રકરણ ૨ જું.

### લેને ગઇ પૂત ઔર—

પેલા નૌજવાને હજુ પેજ તેને ટીકી ટીકીને જોઇ રહયો છે તે જોયુ ન્હોતુ ઓરડામા આવતા તે શુ બોલ્યો હતો, તેણે શું સાભળ્યુ હતુ વિગેરે સર્વ તે ભૂલી ગયો ખુરશી પર બેસતાજ તે અચાનક ગભીર ચિતામા લીન થઇ ગયો ઓરડામા બીજુ કોઇ છે કે નહિ તેનુ પણ તેને ભાન ન્હોતુ

કોઇ અજાણ્યા તરફ ટીકીટીકીને જોવાથી પોતે અસભ્ય ગણાશે એવા ખ્યાલથી પેજ સગડી તરફ ફરી બેઠો અને દેવતા સકોરવા લાગ્યો અસ્થિર મનને સ્થિર કરવા માટે તેણે સોડા સાથે મેળવી થોડો વ્હીસ્કી પીધો પણ તેની અસ્થિરતા ઘટવાને બદલે વધી ગઇ થોડીકવાર પછી તે પુન પેલા ગૃહસ્થને તીક્ષ્ણ નજરે જોવા લાગ્યો

બેચેનીથી ખુરશી પર પડયો પડયો પેજ વિચાર કરવા લાગ્યો આ ઘોટાળો શો છે? મને ભ્રમ તો નહિ થયો હોય? આવુ ભયકર કૃત્ય કર્યા પછી તે આવી જાહેર જગ્યાએ છડે ચોક આવવાની હિમ્મત કરે એ સભવિત નથી પણ ચહેરે તો એવોજ છે એવુજ વદન, એજ આખો, એજ ગાલ, એવુજ કપાળ, એવીજ ગૌરવભરી ચાલ—બધુજ સરખુ છે! શુ આ માણસ તેજ પાપી હશે? જબરો ઘોટાળો છે

કઇ સમજ પડતી નથી—"

વિચારમા ને વિચારમા પેજે જોસથી ઘટી વગાડી ઘટીના અવાજથી હોટલનો નોકર ગભરાઇ ગયો તે દોડતો દોડતો પેજ પાસે આવી બોલ્યો "શો હુકમ છે?"

"એક પેગ વ્હીસ્કી લાવ—"વેટર તરત દારૂ લઇ આવ્યો પણ પેજ એ વખતે પેલા સખસનેજ ટીકી રહ્યો હતો વેટર ગયો અને પાછો આવ્યો તેનુ તેને ભાન ન્હોતુ પેલો નૌજવાન શરાબ પી દીવાલ પર ટાંગેલાં દરિયાઇ લડાઇના ચિત્રો જોઇ રહયો હતો

પેજે હોટલના વેટર બેનને ઈશારાથી પોતાની પાસે બોલાવી ધીમે સ્વરે પૂછ્યુ

"આ સખસ કોણ છે ?"

"મને ખબર નથી પણ મારા શેઠ જાણતા હશે"

બેને જવાબ આપ્યો

'જા તારા શેઠને પૂછી આવ" પેજે કહ્યુ.

વેટર ચુપચુપ ધીમે ડગલે ઓરડામા બહાર ગયો હવે મારો સંદેહ મટી જશે" પેજે વિચાર કર્યો બે પાચ પળમા વેટર આવી બોલ્યો "સાહેબ, કઇ ખબર ન મળી શેઠ મારા પર ગુસ્સે થઇ બોલ્યા જા, જા, તારૂ કામ કર"

"ત્યારે મારી ધારણા સાચી છે" પેજ ધીમે અવાજે બોલ્યો અને તેણે પુન પેલા સખ્સ તરફ નજર કરી બન્નેની આખો મળી પેલા યુવાનની નીલી આખો સરલ, સ્થીર અને શાત હતી તેના વદનપર ગાભીર્ય અને ગૌરવભરી તેજસ્વિતા હતા પેજે વિચાર કર્યો "પાપીઓ આટલા શાત નથી હોતા" તેણે તેની સાથે વાતચીત કરવાના ઇરાદાથી કહ્યુ "આજે કેવી કડક ઠડી પડે છે સાહેબ ?—" "હા" અભિમાનથી આટલુ બોલી પેલા સખસે મ્હો ફેરવી લીધુ તે એવી રીતે ખુરશીપર બેઠો કે જાણે તે પેજ સાથે વાત કરવાજ માગતો ન હોય પેજે ઓછુ કરડયા પણ તેની આતુરતા એ સભ્યતાની મર્યાદા તોડી નાખી તે પેલા અપરિચિત સખ્સના ટેબલ આગળ જઇ બોલ્યો "માફ કરજો સાહેબ! પણ મને લાગે છે કે મે તમને ક્યાક જોયા છે!"

'અસભ્યવિત ! મને કોઇ ન પીછાને એટલા માટે તો હુ અહી આવ્યો છુ" ભમ્મર ચઢાવી પેલો સખસ બોલ્યો

"મને પણ એમજ લાગ્યુ હતુ તમને જોતાજ મને શક ઉપજ્યો હતો પણ હવે એ શક નષ્ટ થઇ ગયો" પેજ ઉશ્કેરાઇને બોલી ઉઠયો પેલા સખસનો ગુસ્સો ફાટી નીકળ્યો તે એકદમ ઉભો થયો પેજને બે ચાર સભળાવી દેવાની અણીપર હતો એટલામા પેજ એકદમ ઓરડામાથી બ્હાર નીકળી ગયો

પેજ ચાલ્યો જવાથી પેલા સખસના ગુસ્સાનો પાર રહ્યો નહિ: "બદમાસ સાળો! મેજ અહિ આવવામાં મૂર્ખાઈ કરી" તે બબડયો અને એકદમ ઓવરકોટ ચઢાવી હૅટ પહેરી ઉભો થયો ઓવર કોટનો કાલર ચઢાવી તણે મ્હો છુપાવી લીધુ અને ત્વરિત વેગે તે હોટલમાથી બહાર નીકળી ગયો

બીજી બાજુ પેજ સીધો હોટલના માલીક પાસે દોડી ગયો અને જરા ગુસ્સે થઇ બોલ્યો "હમણા તમારા હોટલમા કોણ છે તે જાણો છો?"

"હા પણ એ જાહેર થવા માગતા નથી એમ આવતા વાર તેમણે મને સમજાવી દીધુ હતુ—" હોટલવાળાએ કહ્યુ

"જહન્નમમા જાવ એ! શુ તમે માણુસ છો? સાચા અંગ્રેજ મરચા છો? આવા સખસને અત્રે જાઇ ગુપચુપ બેસી રહો છો?"

'જો એ સખસ જાહેર થવા નાહ માગતો હોય તો તમને ને મને વચ્ચે પડવાની શી જરૂર છે?" હાટલવાળો ગુસ્સે થઇ બોલ્યો

"શી જરૂર છે? જુઓ, એ ચાલ્યો જાય છે હુ એને હમણાજ પકડુ છુ"

આટલુ કહી પેજ પેલા સખસને પકડવા દોડયો પણ માર્ગમાં ઠોકર વાગવાથી જમીનપર પછડાયો તેને સજ્જડ વાગ્યુ કાસતો કાસતો તે ઉભા થયા પણ એટલામા પેલો માણુસ હોટલમાથી નીકળી ગયો હતો એજ સમયે હાથમા જાડી લાકડીવાળા બે કદાવર માણુસો હોટલમા દાખલ થયા એક જણુ બોલ્યો "દોસ્ત! આપણે કોન્સટેબલ છીએ એ વાત જાણુવા ન દેતો'

કોન્સટેબલનુ નામ સાભળતા પેજ પોતાના જખમને ભુલી ગયો અને તેમની પાસે જઇ બોલ્યો 'તમે કોન્સ્ટેબલ છો? તમે અહિ કેમ આવ્યા છો તે હુ જાણુ છુ હુ તમને મદદ કરીશ"

'ધીમે સાહેબ, ધીમે! જો કોઇને ખબર પડશે કે પોલીસના માણુસો આવ્યા છે તો જે સખસની સોધમા અમે આવ્યા છીએ તે છુ થઇ જશે"

"ઠીક મારી સાથે ચાલો" પેજ તેમને તે પ્રથમ જે ઓરડામા બેઠો હતો ત્યા લઇ ગયો ત્યા જઇ પેજે વેટરને બુટ લાવવાનો હુકમ કરી કોન્સ્ટેબલને પૂછ્યુ "બોલો, તમે એલ્સબરી કેસની તપાસ કરો છો ને ?"

"હા." એમ કહી એક કોન્સ્ટેબલે એક હેન્ડબીલ કાઢ્યુ તેમા સર રીચર્ડ સ્ટેમફર્ડને પકડી આપવા માટે ૧૫૦૦ પાઉન્ડનું ઇનામ જાહેર કરવામા આવ્યુ હતુ

"મને પણ વાચવા દો—" કહી પેજે હેન્ડબીલ હાથમા લઇ તરત તે વાચી લીધુ "મારો શક સાચો હતો એ તેજ સખસ હતો એવુજ લાબુ અને કદાવર શરીર, એવીજ હાલચાલ, એવોજ ચેહરો, એવાજ કાળાભુરા વાળ, એવીજ નીલી આખો ! બધુ આબાદ મળતુ હતુ" પેજ આ વાત કરતો હતો ત્યારે નોકર બુટ લઇ આવ્યો તેણે કોન્સ્ટેબલને હેન્ડબીલ આપી દઇ બુટ પહેરી લીધા અને પોતે કોન્સ્ટેબલો સાથે જવાને તૈયાર થઇ ગયો "જુઓ, જતી વખતે હોટલવાળો મળે તો તમે કોણ છો તે ન કહેતા; નહિ તો એ માણસ પેલાને ચેતાવી દેશે"

"વારુ"

પેજને ૧૫૦૦ પાઉન્ડનો લોભ લાગ્યો હતો બન્ને કોન્સ્ટેબલો સાથે તે હોટલમાથી બહાર નીકળ્યો બહાર ગાડીઓની હાર ખડી હતી નજીક એક ભીસ્તી ઉભો હતો તેને પાસે બોલાવી તેના હાથમા એક *ક્રાઉન સરકાવી પેજે પુછ્યુ "હમણા એક લાબો સખસ ઓવરકોટ પહેરી હોટલમાથી નીકળ્યો તે કયા ગયો ?"

"પીળી ગાડીમા બેસી એજવર રોડ તરફ—" ભીસ્તીએ ક્રાઉન ખીસામા મૂકી જવાબ આપ્યો

પેજ તરત એક ગાડીમા ચઢી બેઠો તેના બે સાથીઓ પણ બેઠા. "ચલાવ, એજવર રોડ હમણા એક પીળી ગાડી ગઇ છે તેને પકડી પાડશે તો એક ગીની ઇનામ આપીશ" પેજે કોચમેનને કહ્યુ

ઇનામની લાલચે કોચમેને ઘોડા મારી મૂકયા. પવન વેગે અશ્વો ઉડવા લાગ્યા

---

* ૫ શીલીંગનો ક્રાઉન

"એ સખસને પકડવા માટે મારૂ દીલ તરફડી રહ્યુ છે" પેજ બોલ્યો

''તમે એને પીછાન્યો તેજ ઘડીએ ગીરફ્તાર કેમ ન કરાવ્યો ?" કોન્સ્ટેબલે પૂછ્યુ

"મને જરા શક લાગ્યો હતો એ સખસ પર અનેક ભયંકર આરોપો હતા તેથી જો એ તેજ માણુસ ન હોય તો ભારી પડી જાય ને !

''જો અમે એવો વિચાર કરવા બેસીએ તો અમારૂ કામજ ન થાય—કેમ, ખરૂ' ને ! " એક કોન્સ્ટેબલ બોલ્યો

''હા ''બીજા કોન્સ્ટેબલે કહ્યુ ''અમે ગમે તેને શક પરથી પકડી લઇએ છીએ, જો તે ગુનેહગાર નીકળે તો ઠીક છે, નહિ તો તેની ક્ષમા માગી લીધી એટલે બસ "

''પણ જો તે માફી ન સ્વીકારે તો ?''

''તો અમે તેને ચોકી પર લઇ જઇ તેના પર પોલીસના ફર્જમાં વચ્ચે પડવાનો આરોપ મૂકી કામ ચલાવીએ છીએ "

"એમ !-" પેજ બોલ્યો તેણે ગાડીની બારીમાથી નજર કરી પીળી ગાડી જોવાની કોશેષ કરી પણ તે નજરે ન પડી ત્યારે તેણે કોન્સ્ટેબલ તરફ ફરી કહ્યુ "તમે એલ્સબરી પોલીસ સ્ટેશનના અમલદાર છો ? "

"હા " જવાબ મળ્યો "અમે આ સખસની શોધમા હતા એટલામા એક મિત્ર મળ્યો દારૂની પ્યાલીઓ ઉડી અને તેણે સર રીચર્ડની કહાણી કહી અમને ખબર આપી કે તે ઓવર કોટ પહેરી બુલ્વર હોટલમા ગયો છે અમે તેને પકડવા માટેના ઇનામની વાત જાણુતા હતા એટલે સીધા હોટલમા દોડી આવ્યા—"

"એજવર રોડ તો આવી ગયો—" પેજ બબડ્યો અને કોચમેનને કહ્યુ "ચલાવ, જલ્દી હાક પીળી ગાડી દેખાય છે ?"

"જી નહિ."

આકાશ સ્વચ્છ હતુ ચંદની પૃથ્વી પર શ્વેત ચાદર બીછાવી રહી હતી. દૂર દૂરની ચીજો સ્પષ્ટ નજરે પડતી હતી પેજ ગાડી માથી ડોકુ બ્હાર કાઢી દૂર દૂર જોઇ રહ્યો હતો ગાડી પવનવેગે

ચાલી રહી હતી એજ વખતે કોચમેન બોલ્યો "જુઓ, પેલી પીળી ગાડી જાય છે—"

"હા, હા, જલદી હાક ને બમણુ ઇનામ લે—"

"આપણને પણ દોઢ હજાર પાઉડ મળશે" કોન્સટેબલ બોલ્યો

"ગાડી તો ઉભી રહી" કોચમેને કહયુ

"જુઓ, જુઓ, પેલો બદમાશ ગાડીમાથી ઉતરી પડયો' પેજ બોલ્યો "એ તેજ બદમાસ છે રસ્તો વટાવી ને પેલી બાજુના કોઇ મકાનમા ઘુસી જતો લાગે છે"

"લો, આ તેની ગાડી પણ પાછી ફરી–" એક કોનસ્ટેબલે કહ્યુ

બે મીનીટમા બન્ને ગાડી મળી પેજે ગાડી ઉભી રખાવી પીળુ ગાડી પણ ઉભી રહી પેજ તરત તે ગાડીના કોચમેન પાસે જઇ બોલ્યો "પેલો કયા છુપાયો? તેણે શુ કહ્યુ?"

"કોણુ? તમે શુ કહો છો?" કોચમેન બોલ્યો

"તારી ગાડીમા જે માણસ હતો તે કયા ગયો?

"તે કઇ બોલ્યો નથી તમે તેને ઉચા થઇ થઇને જોતા હતા એટલે તેણે ગાડી ઉભી રખાવી અને મને એક ગીની આપી ચાલી ગયા—"

"કયા ગયો?"

"મને શુ ખબર?"

"સમજયો! તને ગીની આપીને તે તારૂ મ્હો બધ કરતો ગયો છે બોલ, હુ તને બે ગીની આપીશ"

"લાવો—" કહી કોચમેને બે ગીની લીધી "તમારો આભાર! હુ એટલુજ જાણુ છુ કે ગાડીમાથી ઉતરી રસ્તા પરથી તે ગુમ થઇ ગયા પછી કયા ગયા તેની મને ખબર નથી ગલીમા ગયા કે રસ્તા પરના બગીચાવાળા મકાનોમા તે હુ જાણતો નથી"

"આટલી વાતમા બે ગીની લઇ જશે?"

"જી હા" કહી તેણે ગાડી હાકી મુકી

"સાળો લુચ્ચો છે" પેજ બબડયો નકામી બે ગીની લઇ ગયો. પણ આજે હુ સર રીચર્ડને છોડવાનો નથી ચાલો, આપણે તેને પકડીએ"

આ શબ્દો તેણે કોન્સ્ટેબલો તરફ જોઇને ઉચ્ચાર્યા પણ પીળી ગાડી આગળથી પોતાની ગાડી આગળ જવાને બદલે તે પાગલની પેઠે આગળજ દોડવા લાગ્યો કોન્સ્ટેબલો તે જોઇ ગાડી માથી ઉતરી તેની પાછળ ચાલ્યા એટલે કોચમેનને ભાડાની ફીકર પડી તેણે કોચબોક્ષ પરથી ભુસકો મારી એક કોન્સ્ટેબલને પકડી ભાડુ માગ્યુ કોન્સ્ટેબલોએ વિચાર કર્યો કે જો ભાડુ ચુકવી આપીશુ તો પછી પેજ પૈસા આપવાનો નથી આવા ખ્યાલથી બન્ને જણુ પાછા ગાડીમા જઇ બેઠા અને ગાડી પેજની પાછળ પાછળ ચાલવા લાગી

પેજ તે જગ્યાએ ગયો કે જ્યા પીળી ગાડીમાથી પેલો સખસ ઉતરી ગયો હતો રાત પડી હતી અગીઆર વાગ્યા હતા સૌ કોઇ પોતપોતાના ઘરમા આરામથી પડયા હતા એ વખતે પેજ તે સ્થળના દરેક મકાનના દરવાજા ઉઘડાવી "ઓવરકોટવાળા લાબા આદમી"ની પુછપરછ કરવા લાગ્યો આવી રીતે તેણે પાચ છ મકાનના દરવાજા ઉઘડાવ્યા પણ તેની આશા ફળી નહિ તે નિરાશ થઇ પાછો ફરતો હતો એવામા તેની નજરે એક ગલી પડી, સીધો તે ગલીમા ઘુસ્યો અને ધુનમા ને ધુનમા આગળ વધ્યો કોન્ટેબલો તેની પાછળ આવે છે કે નહિ તેનુ પણ તેને ભાન ન્હોતુ પોલીસ અમલદારો નહિ આવે તો હુ બદમાસને ગીરફતાર કરીશ એવીજ ધુનમા તે રસ્તો કાપતો હતો જાણે એનીજ પાછળ પોલીસ પડી હોયની તેમ તે જોસથી ચાલ્યો જતો હતો થોડોક દૂર જઇ તે એક નાની ગલીમા ફર્યો કે તરત એક ભયકર માણુસ તેની નજરે પડયો તેના હાથમા જાડી ડાંગ હતી તેને જોતાજ પેજ ઉભો રહી ગયો અને ચદ્રના પ્રકાશમા તેને જોવા લાગ્યો તે ન્યુગેટ જેલમાથી નાસી આવેલો કેદી હતો તેને જોતાંજ પેજનુ શરીર ધ્રુજી ગયુ લાચાર થઇ પેજે પોતાનુ સોનાનુ ઘડીયાળ, વીટી અને ગજવામાના બધા પૈસા આપીને છુટવાની અરજ કરી પણ પેલો બદમાસ તેને એમ છોડે એવો ન્હોતો તેણે પેજની ઝડતી લેવા માડી પેજ ભયથી થરથરી ગયો તેના ગજવામા પોકેટ બુક હતી તેમા તેના માલીક મેસર્સ હડસન

એન્ડ મોર્લીની કેટલીક હુંડીઓ અને અગત્યના કામળો હતા પેજ જરા સામો થયો એટલે બદમાસ ગરાડયો "ચુપ! જરા પણ ચેષ્ટા કરી તો આ લાઠીથી ખોપરી તોડી નાખીશ"

પેજ ચુપ રહ્યો બદમાશે પાકીટ બુક કાઢી ને તેની છાતી ફુલી ગઇ "ઓહ! આ તો હુંડીઓ છે"

'હા" થરથરતા અવાજે પેજ બાલ્યો

"એને હું શું કરૂં? પચાસ ગીની આપે તો આપી દઉં"

"પચાસ ગીની! હમણા મારી પાસે કાણી કોડી પણ નથી'

'ઠીક એક કામ કર લંડન પુલ પર જ્યાંથી ટુલી સ્ટ્રીટ નીકળે છે એ જગ્યા તેં જોઇ હશે કાલે રાતે નવ વાગે ત્યાં આવજે ત્યાં તને એક કાળા કપડા વાળી સ્ત્રી મળશે પ્રથમ તે તારી સાથે વાત કરતી આવશે તું તેને પૂછજે કે 'તું કેને ખોળે છે?' ને કહેશે કે 'મને એક ચીજ મળી છે તેના માલીકને શોધું છું' તું' કહેજે કે 'એ ચીજનો હું માલીક છું' એટલું કહી પચાસ ગીની તેના હાથમાં આપજે એટલે તે તને તારી પાકીટ બુક આપી દેશે પણ જોજે! ગીની બનાવટી નહિ હોય!–"

"કાલ રાત પહેલા એ કામ નહિ થાય?' પેજે લાચાર થઇ પૂછ્યું

"ના બરાબર એજ વખતે આવજે જો, બીજી એક વાત સાંભળી લે, તે સ્ત્રીને કોઇ પણ રીતે સતાવતો ના, પોલીસને પકડાવી દેવાની કોશેષ કરીશ તો તું જીવતો નહિ રહે, તેને એકલી ન માનતો સમજી ગયો?"

"હા"

"ઠીક હવે હું જાઉં છું પણ જવા પહેલા તને એક વાત કહી દઉં હું ઘણો કામનો માણસ છું વેસ્ટ એન્ડના અનેક આબરૂદાર માણસો મને ઓળખે છે પણ એ લોકો જો મને કદિ બોન્ડ સ્ટ્રીટમાં મળી જાય તો જાણે મને કદિ જોયોજ ન હોય એવો દેખાવ કરે છે. અમે સઘળું કામ ચુપચુપ કરીએ છીએ જો તને કોઈની મદદની જરૂર પડે તો મને યાદ કરજે 'હાર્સલી ડાઉન"માં 'એગર્સ સ્ટાફ" નામનું એક એક મકાન છે ત્યાં મેકગ્રેગનના નામે

ચીઠી આપશે તો તે અને મળી જશે સમજ્યો ચાલો, સાહેબજી!"

આટલુ કહી તે લાકડી ઘુમાવતો ચાલ્યો ગયો તેનો કદાવરં બાંધો જોઇ પેજ તેની પાછળ પડવાનો હિમ્મત કરી શક્યો નહિ તે એ બદમાસને થોડીકવાર જોઇ રહ્યો પછી જરા શાંત થઇ પશ્ચાતાપ કરવા લાગ્યો એજ વખતે તેને બે કોન્સ્ટેબલો યાદ આવ્યા જો એ લોકો તેની સાથે આવ્યા હોત તો મારા આ હાલ ન થાત ગીનીઓ ગઇ, ઘડીઆળ ગયુ, વીંટી ગઇ, કાલે પાકીટ બુક લેવાને બીજી ૫૦ ગીની આપવી પડશે ને પેલો બદમાસ સર રીચર્ડ પણ છટકી ગયો અફસોસ!--" આવા વિચાર કરતો તે ગલીમાથી બહાર નીકળ્યો તો ત્યા ગાડી પણ ન્હોતી ને કોન્સ્ટેબલો પણ ન્હોતા. લાચાર, હતાશ પેજ થાક્યો હોટલમા ગયો. જેમ તેમ તેણે રાત પુરી કરી પણ તેના નસીબમા પૂરી ઉંઘ પણ લખી ન્હોતી સ્હવારના પહોરમાજ પેલા બે કોન્સ્ટેબલોએ તેનુ બારણુ ખખડાવ્યુ અને પોતે ગાડીવાળાને આપેલા ભાડાના પૈસા માગ્યા પેજ પાસે ફુટી બદામ પણ ન્હોતી, કોન્સ્ટેબલો સાથે ચેરીમેરી થાય તેમ ન્હોતુ એટલે તેણે હોટલવાળા પાસેથી થોડાક પૈસા ઉધાર લઇ કોન્સ્ટેબલોને વિદાય કર્યા



# પ્રકરણ ૩ જું.

## અજાણ્યો મહેમાન.

એજવર રોડ પર અનેક ઘરોની હાર લાગેલી હતી દરેક મકાનની આગળ સુંદર નાનો બાગ હતો ઘરો નાના પણ સુંદર. રમણિય અને આરામ ભર્યા હતા આ બધા ઘરો બાંધનાર શીલ્પીનું નામ ગીબીન્સ હોવાથી તેણે આ ઘરોને "ગીબીન્સ હાઉસ"નુ નામ આપ્યુ હતુ પણ તેમના મિત્રો આ સુંદર ભવનોને "સ્વર્ગિય ઉદ્યાન"ના મનહર નામે પીછાનતા હતા

જે ગલીમા પેજ પર પેલા મવાલીએ હલ્લો કર્યો હતો તેના નાકાપરના એક ઘરમા મી૦ કલેરડન નામનો એક ગૃહસ્થ રહેતો હતો તેણે એક ગરીબ પાદરીની કન્યા સાથે પ્રેમ લગ્ન કરવાથી કુલીનતાના દમામમા મરી રહેલા તેના સબંધીઓએ તેની સાથે અમલકાર કર્યો હતો જ્યારે તેની આર્થીક સ્થીતી તદ્દન બગડી ગઇ ત્યારે તેનો પિત્રાઇ ભાઇ લોર્ડ માર્ચમોટ તેને વર્ષે દોઢસો પાઉંડની મદદ આપવા લાગ્યો અને હાલમા તેની સહાયથીજ તેનુ ગુજરાન ચાલતુ હતુ તેની પત્ની–મિસીસ કલેરડન નમ્ર, સ્નેહાળ અને પવિત્ર સ્ત્રી હતી તેને લીધેજ તેનો પતિ તેના કુટુંબથી બહિષ્કૃત થઇ તારાજ થયો છે એમ માની એ બિચારી અંતરમા ને અંતરમા બળી મરી ને અંતે તે ગામમા ચાલી ગઇ કે જ્યાથી કોઇ પાછુ ફરતુ નથી તે સ્વર્ગવાસી થઇ ત્યારે તેના પતિની ઉમ્મર ૩૫ વર્ષની હતી એ પતિપરાયણ સ્ત્રી મી૦ કલેરડનને બે પુત્રીની અણમોલ બક્ષીસ આપી ગઇ હતી અને મી૦ કલેરડનની પુત્રીઓ તેની આરામકુંજ બની રહી હતી માતા વિહોણી બાળાઓને ઉછેરવાની ફરજ પિતાપર આવી પડી તે શહેર છોડી ગામડામા જઇ રહ્યો પણ સંસારની જે તાલીમ મા આપી શકે છે તે બાપથી અપાતી નથી મી૦ કલેરડનની પુત્રીઓ ભણી પણ તેમનુ જ્ઞાન પુસ્તકીયુંજ હતુ બંને અન્ય ગ્રંથો સાથે ધાર્મિક પુસ્તકો વાચતી–તેમા લખેલી વાતો માની લેતી પણ ધર્મની વિશાલ, માર્મિક સમસ્યા સમજતી નહિ બંને બ્હેનો નિયમિત ચર્ચમા

આર્જના કરવા જતી પણ ધર્મને માટે શહીદ થવાની કળા તેમને કોઇએ શીખવી ન્હોતી

બને બાળાઓ સરલ, નિષ્કપટ અને આનંદી હતી. દુનિયાદારીના છળ પ્રપંચોની એકેને ગતાગમ ન્હોતી તેમનો અભ્યાસ પૂરો થયા પછી મી૦ ક્લેરડન પાછો શહેરમા આવ્યો અને હાલમા એજવર રોડપર રહેતો હતો અહિ આવ્યાને તેને લગભગ દોઢ વર્ષ થઇ ગયુ હતુ

જે રાતે અમારી નવલકથા શરૂ થઇ તે રાતે તે ઘરમા ન્હોતો પોતાના કુટુંબીઓ સાથે તે વર્ષો થયા સમાધાની કરવાનો પ્રયાસ કરી રહ્યો હતો તેના આવક ખર્ચના પાસા સરખા રહેતા ન્હોતા તેથી પોતાના પિત્રાઇ ભાઇ પાસેથી કંઇક આર્થીક સહાય મેળવવાની આશાથી તે તેને મળવા ગયો હતો બને બાળાઓ ઘરમા એકલી હતી.

મી૦ ક્લેરડનની પુત્રીઓને લોકો ઓક્ટેવીયા અને પોલીનને નામે ઓળખતા ઓકટેવીઆ ૨૧ વર્ષની હતી અને પોલીને ૧૯ વસત્ત જોઇ હતી બને લાબી, સુડોળ અને મનોહર હતી ઉભયનો દેખાવ લગભગ સરખોજ હતો ફકત પોલીનના વાળ જરા વધુ ભુરા હતા ઉભયના ઓઠ રકતવર્ણી, વદન મનોહર અને નયનો વિશાળ, ચચળ અને નીલા હતા ઉભયના ગાલ ગુલાબની ગુલાબી પાંદડી જેવા કોમળ હતા અને ઉભયના શરીરમા યૌવનની છટા ખીલી રહી હતી

ઓક્ટેવીયા રૂપગર્વિતા હતી તેની પ્રશસા તેને ગમતી પોલીન શર્મીળ હોવાથી મનમાજ મલકાઇ રહેતી. ગરીબીમા પણ તેમના પિતાએ ઉભયને ખૂબ લાડ લડાવ્યા હતા બન્ને એકમેકને ચાહતી ઉભયનો પિતાપ્રેમ સમાન હતો ગરીબીમા પિતાની મુશ્કેલી ન વધે તે માટે બેમાથી એક પણ બ્હેન ઉડાઉ ખર્ચ કરતી નહિ ઘરનુ કામ પણ પોતેજ કરી લેતી ટૂકામા એ આદર્શ બાળાઓ હતી

બુલ્વર હોટલમાથી પેલા ઓવરકોટવાળા ગૃહસ્થને સર રીચર્ડ સ્ટેન્ફ્ડ માની લઇને પેજ તેની પાછળ પડી એજવર રોડપર આવ્યો હતો તેજ રાતે અગીઆરેક વાગે એક ફેરીઆએ મી ક્લેરડનના દ્વાર ખખડાવ્યા ઓકટેવીઆએ દ્વાર ખોલતા ફેરીયાએ આટલી મોડી રાતે તસ્દી આપવા માટે માફી માગી થોડોક માલ પહેરાવી દીધો અને પૈસા લઇ વિદાય લીધી. તે ગયા પછી બગીચાનો દરવાજો બધ કરવાને

ઓકટેવીઆ બ્હાર ગઇ તેજ પળે અચાનક એક ગાડી બગીચાની સામે ઉભી રહી અને તેમાથી પેલો ઓવરકોટવાળો ગૃહસ્થ નીચે ઉતરી એકદમ ઓકટેવીઆ પાસે જઇ બોલ્યો

"મીસ! મહેરબાની કરી મને થોડીવાર આશ્રો આપશો?"

ઓકટેવીયા મુઝાઇ ગઇ તે કાંઇ બોલી ન શકી મૌન સમતિ લક્ષણમ્ સમજીને પેલો ગૃહસ્થ દરવાજામા દાખલ થઇ ગયો. ઓકટેવીયાને હવે ભાન આવ્યુ કે એક અજાણ્યા સખ્સને આવવા દેવામા તેણે ભૂલ કરી પણ કોણ જાણે કેમ તે મુગીજ રહી તરત દરવાજો બંધ કરી તે મકાનમા ગઇ આ બધો બનાવ એક પલકમા બની ગયો

એક સુસજ્જિત દિવાનખાનામા પોલીન બેઠી હતી એક ટેબલ પર પડયો પડયો લેમ્પ દિવાનખાનામા પ્રકાશ ફેંકી રહ્યો હતો ડીનરના ટેબલપર ભોજનની સામગ્રી પડી હતી એ સમયે કોઇ પુરૂષના બુટનો અવાજ સાભળી તે ચોકી ઉઠી અને ભય અને અજાયબીથી કંપવા લાગી

દિવાનખાનામા પગ મુકતાજ પેના ગૃહસ્થની નજર પોલીનપર પડી, તેને જોતાજ તે દિલ વિનાનો થઇ ગયો અચાનક દિવાનખાનામા પ્રવેશ કરવા માટે તે માફી માગવાની અણીપર હતો એવામા ઓકટેવીઆ આવી પહોચી હવે તેની અજબ સુદરતા જોવાની પેલા સખસને તક મળી ઓકટેવિયાને જોતાજ તે પાગલ થઇ ગયો, પણ તે જમાનાખાધેલ માણસ હતો પોતાના સાહસથી બને યુવતીઓને ડરી ગયલી જોઇ તે વિનથી સ્વરે બોલ્યો

"બાળાઓ! આવા રીતે, અચાનક, આટલી રાતે, વગર તેડે હુ અહિ આવી પહોચ્યો એ સારા માણસનુ કામ નથી તે હુ સમજુ છુ પણ હુ તમને ખાત્રી આપુ છુ કે મારાથી તમારે ડરવાનુ જરા પણ કારણ નથી"

આ સાભળી ઓકટેવીઆએ પોલિન તરફ નજર કરી. બંનેની આખો મળી બનેને લાગ્યુ કે એક લાચાર માણસને આશ્રો આપવાની ના પાડવામા ખાનદાની નથી બંને ખુરશીપર બેસી ગઇ પેલો સખસ પણ એક બાજુ ઓવરકોટ મૂકી એક ખુરશીપર ગોઠવ્યો તેનો ચહેરો ખુબસુરત તથા વર્તન સસ્કારી હતુ આવો સુદર યુવાન બને બ્હેનોએ અગાઉ કદિ જોયો ન્હોતો પેલો સખસ

બનેની દયા પ્રાપ્ત કરવાના હેતુથી બોલ્યો: "કુમારિઓ, મારાથી ડરશો નહિ હુ આબરૂદાર માણુસ છુ મારૂ નામ હાર્લી! સરલતા કહો કે મૂર્ખાઇ કહો પણ હુ મારા એક મિત્રની જાળનો ભોગ બની તેનો જામીન બન્યો અને તે નાસી જવાથી જામીન તરિકે મારા પર ધાડ આવી છે. તમે નાદાન છો, દુનિયાના કાવાદાવાથી અજાણ છો એટલે જગત્ જેને "કાયદો" કહે છે તે કેવી ભયકર બલા છે તે નહિ સમજતા હો, છતા તમે સમજી શકશો કે એક ગૃહસ્થ માણુસની પાછળ પોલીસ પડે છે ત્યારે તેના બુરા હાલ થયા વિના રહેતા નથી હાલમા પોલીસ મારી પાછળ પડી છે ને હુ તેમનાથી મારો પ્રાણ બચાવવાને નાસી છુટનો હતો. તમે મને આશરો આપી મારાપર જે ઉપકાર કર્યો છે તે હુ કદિ પણ ભૂલીશ નહિ"

આ વાતની આબાદ અસર થઇ બંને યુવતીઓને મી૦ હાર્લીની દયા આવી

"તમે ભૂખ્યા હશો, મી૦ હાર્લી! મને આશા છે કે અમારા ઘરની સુકી રોટી સ્વીકારી તમે અમને આભારી કરશો" ઓકટેવીઆ નમ્ર સ્વરે બોલી

મી૦ હાર્લીને આ સોનેરી તક જણાઇ તેણે મ્હો મલકાવી આમત્રણનો સ્વીકાર કર્યો ઓકટેવીઆએ તરતજ શરાબની બાટલી, છરી કાટા, ભોજનની રકાબીઓ વી. ટેબલપર ગોઠવી દીધા પેલા યુવાને ખાતા ખાતા મીઠી મીઠી વાતોથી બને સુદરીઓની પ્રશસા કરી તેમના મન જીતી લીધા અને વાતમા ને વાતમા એ પણ જણાવી દીધુ કે તેને ગળે હજુ "બેરી" નુ ભૂત વળગ્યુ નથી મી. હાર્લીને વાતચીતપરથી ખબર પડી કે બને બહેનો ઘરમા એકલીજ છે તેમનો પિતા ડર્બીશાયર ગયો હતો તે ત્યા શા માટે ગયો હતો તે વાત પણ ઓકટેવીઆએ ભોળે દીલે કહી દીધી વાતમા ને વાતમા એક કલાક વહી ગયો કોઇને વખતનુ ભાન ન રહ્યુ ઘડીઆળમા બારના ટકોરા થયા મી હાર્લી ઉભો થયો, ઓવરકોટ પહેરી, પોતાને આશરો આપવા માટે તે બંને બાળાનો આભાર માનતો હતો એવામા બ્હાર કોઇની ગાડી તૂટવાનો તથા ઘોડાની મસ્તીનો અવાજ સભળાયો તે સાથેજ સ્ત્રીઓની ચીસ સભળાઇ કોચમેન અને સઇસ બરાડા પાડવા લાગ્યા. સઘળાનુ ધ્યાન એ દિશા તરફ ખેચાયુ

# પ્રકરણ ૪ થું.

## કુમારી કન્યાની મુલાકાત.

રસ્તાપર એક ઘોડા ગાડી પવન વેગે જઇ રહી હતી અચાનક તેની ધરી તુટી ગઇ ઘોડા કાબુમા ન રહ્યા અદર બેઠેલી સ્ત્રીઓ ચીસા ચીસ પાડવા લાગી. ઓકટેવીયા અને પોલીનને આજ ચીસ સભળાઇ હતી સ્ત્રીઓની ચીસ સાભળી હાર્લી દોડતો બ્હાર નીકળ્યો. પોલીન અને ઓકટેવીયા પણ તેની પાછળ ગઇ

રસ્તાપર બનેલો અકસ્માત ભયકર હતો ભલભલાની છાતી કમ્પી જાય એવો એ દેખાવ હતો અશ્વો હાથથી ગયા હતા મદોન્મત નીશાબાજની પેઠે ઘોડાઓ ઉછળી રહ્યા હતા કોચમેન તેમને ઠડા પાડવાને મ્હોડેની ડચકારી મારતો લગામ પકડવાની જબરી કોશેષ કરી રહ્યો હતો પણ અશ્વો અકુશમા આવતા ન્હોતા કોચમેન કોચબોક્ષ પરથી પડી ગયો તેનુ માથુ તુટી ગયુ અને તે ગાડીથી થોડેક દુર રસ્તાપર બેહોશ થઇ પડયો એક બાયા કોચ બોક્ષને વળગી જેમતેમ ટકી રહી હતી

મી૦ હાર્લીએ ઘોડાથી થોડેક દુર પડેલા કોચમેનની પ્રથમ સભાળ લીધી તે મરી ગયો ન્હોતો ધીમે ધીમે દમ ચાલતો હતો હાર્લીએ તેને ઘસડીને થોડેક દુર મૂકયો, પછી દાઇને કોચબોક્ષ પરથી નીચે ઉતારી ભયથી તે અધમુઇ થઇ ગઇ હતી આ બે જણને બચાવી મી૦ હાર્લીએ ગાડીનુ દ્વાર ખોલ્યું આ બધુ કામ પલકારામા થઇ ગયુ અત્રે કહેવાની જરૂર છે કે જ્યારે હાર્લી બ્હાર આવ્યો ત્યારે ઘોડા ઉભા રહી ગયા હતા

ગાડીનું બારણું ખોલતા હાર્લીની નજર દ્વારથી થોડેક દૂર બેઠેલી એક રમણીપર પડી એ યુવાન લલનાને જોતાજ તે ચોકયો તરતજ તે પાછો હઠી ગયો અને ગાડીની પાછળ જઇ જોતજોતામા અદૃશ્ય થઇ ગયો

મી૦ હાર્લીને અચાનક નાસી જતો જોઇને ઓકટેવીયા અને પોલીન અકસ્માતમા ફસેલી સ્ત્રીઓને સહાય કરવાના હેતુથી ગાડીની નજીક ગઇ એ વખતે ગાડીમાની બે સ્ત્રીઓ પણ નીચે ઉતરી પડી બન્ને બ્હેનોએ દયાભાવથી તેમના હાથ પકડી લીધા.

ગાડીમાથી ઉતરેલી સ્ત્રીઓમાની એક અઢાર ઓગણીસ વર્ષની અપસરા જેવી સુદરી. હતી. બીજી તેનાથી દશ બાર વર્ષ મોટી પ્રૌઢા હતી તેની સુદરતા આટલી ઉમ્મરે પણ જેવી તેવી ન્હોતી. પેલી અપસરાને જોઇ હાર્લી ચમકીને નાસી ગયો હતો *

ઓકટેવીયા અને પોલિન બન્ને સ્ત્રીઓને સ્નેહાળ લાગણીથી પોતાના ઘરમા લઇ ગઇ ઘરમા જતાજ પેલી યુવતી દુ ખથી પીડિત થઇ ખુરશીપર બેસી ગઇ તે દર્દથી કાસવા લાગી તેની દશા જોઇ તેની સાથી ગભરાઇ. તેણે બન્ને બ્હેનો તરફ કરૂણ નજરે જોઇ વિનતી કરી "મહેરબાની કરી આને કોઇ ઓરડામા સુવાડી દો. એ ગર્ભવતી છે ને પ્રસવ પહેલાની વેદનાથી પીડાય છે .."

આ વાત સાભળતા બન્ને બ્હેનો આશ્ચર્ય પામી પણ પોતાનો મનોભાવ વ્યક્ત કર્યા વિના ઉભય તે અનુપમ લાવણ્યવતી રમણીને લઇ એક ઓરડામા ગઇ પેલી પ્રૌઢા પોતાના નોકરોને કઇક જરૂરી હુકમ આપવાને ઘરમાથી બ્હાર ગઇ

કોચમેન હવે હોંસમા આવ્યો હતો અને આયાની ખાધપર હાથ મૂકી ધીમે ધીમે ઓકટેવીયાના ઘર તરફ ડગલા ભરતો હતો આયાને જખમ થયો ન્હોતો પેલી પ્રૌઢાએ આયાને કહ્યુ 'મટીલ્ડા, તુ જલદી ઘરમા જા--એની વેદના વધી પડી છે–" આટલુ કહી તેણે એવા માર્મિક ભાવથી દાસી તરફ નજર કરી કે ચદ્રીના પ્રકાશમા દાસી તેનો મનોભાવ સમજી ગઇ અને વીજળીક વેગે ઘરમા ચાલી ગઇ

આયા ગયા પછી પ્રૌઢાએ એક નોકરને ઉદ્દેશી કહ્યુ "પેરગ્રીક! બધાને અહિથી રવાના કરી દે અને અકસ્માતનુ એક પણ ચિન્હ ન રહે એવી વ્યવસ્થા કરી નાખ તુ નજીકમા કોઇ જગ્યાએ એકાદ ઓરડો ભાડે રાખી લે ને કાલે મને તારૂ ઠેકાણુ લખી મોકલજે પણ સબુર! કયે નામે ચીઠી લખશે ?...જો, મીસીસ સ્મીથને નામે લખજે. જા આ રસ્તાનુ નામ અને ઘરનો નબર બરાબર જોઇ લેજે.–"

નમન કરી નોકર મળેલા હુકમનો અમલ કરવા ગયો. મિસીસ સ્મીથ (આપણે હાલમા તેને એજ નામે ઓળખીશુ) પાછી ઘરમા

ગઇ સીધી તે ગર્ભવતી સ્ત્રીના ઓરડામા ગઇ અને દાસી તરફ મર્મભરી નજર ફેંકી બોલી, "દાસી, મારી વ્હાલી મીસીસ મોરડોંટની તબીયત કેમ છે?" આ સવાલ પૂછીને તે દાસીને એટલુજ સમજાવવા માગતી હતી કે હવેથી પેલી દર્દી સ્ત્રીને મીસીસ મોરડોંટને નામે પુકારવી

મિસીસ મોરડોંટને કસુવાવડ થવાથી એટલુ દર્દ થતુ હતુ કે શુ થઇ રહ્યુ છે ને શુ નહિ તેનુ તેને લેશ માત્ર ભાન ન્હોતુ મિસીસ સ્મીથે ઓકટેવીયાને ડોકટરને બોલાવી લાવવાની હવે અરજ કરી અને ભલી ભોળી ઓકટેવીયા તરતજ હૅટ પહેરી શાલ વીટાળી બ્હાર ચાલી ગઇ તે ગયા પછી પોલીન નીચેના ઓરડામા ગઇ થોડીવારમા ઓકટેવીયા ડોકટરને લઇ આવી પહોચી

ડોકટર ચર્સટનની ઉમ્મર આશરે ચાળીસેક વર્ષની હતી તેનો દેખાવ જરા બેડોળ હતો તેની આખોમા નીચ સ્વાર્થ વૃત્તિ ઝબકારા મારતી હતી એક દર્દીને જોઇને તે તરતજ ઘેર આવ્યો હતો કે તરત ઓકટેવીયા તેને બોલાવવા ગઇ હતી એટલે સાહેબને તુરતા તુરત તેની સાથે આવવુ પડયુ હતુ તેની જીભ જવલ્લેજ ખુલતી ઝીણી ઝીણી વાતો પૂછવાની તેને ટેવ ન્હોતી તેને એક માત્ર દરકાર હતી કલદાર રૂપૈયાની! પૈસામાજ તેનો પરમાત્મા સમાયો હતો સોના ચાદીના સીક્કા માટે કઇ પણ નીચ કૃત્ય કરતા ડરે એવો આ ડોકટર ન્હોતો તેની પત્ની પણ એવીજ હતી એટલે મીયાબીબીની જોડી ઠીક મળી હતી બચ્ચા કચ્ચાનો ભાર અલ્લામીયાએ નાખ્યો ન્હોતો એટલે ડોકટર સાહેબની તીજોરી ચીકાર ભરાઇ ગઇ હતી

ઓકટેવીયા ડોકટરને પેલી દર્દી સ્ત્રીના ઓરડા આગળ મૂકી પોલીન પાસે જઇ તાપતી તાપતી બોલી "બ્હેન! આજે રાતે કેવા કેવા બનાવ બને છે?"

"હા. પણ એ બનાવો આનદજનક નથી મી૦ હાર્લી એકાએક કેમ નાસી ગયા હશે?"

"ખરેખર, અજાયબીની વાત છે આપણે એની આટલી મહેમાનગીરી કરી પણ એ મળ્યા વિનાજ ચાલ્યા ગયા.—"

"જતા જતાં ગુડનાઇટ પણ ન કરી–"

"એની વાત જવા દે–એ ગમે તેવા હોય પણ છે તો ગભરુ જવાન હો!"

"એની ભુલી જવામાંજ ડહાપણ છે બ્હેન ! હવે આ બિચારીની ચિંતા કર જોને ઉપર કેવી ચીસ પાડી રહી છે"

'હા એની વેદના અસહ્ય જણાય છે હુ એની ખબર લઇ આવું" ઓકટેવીયા બોલી

"જા, બ્હેન, જા, જલદી જા દુ ખથી એનુ સુદર મ્હો કેવુ કરમાઇ ગયુ છે ? બન્ને સ્ત્રીઓ કોઇ મોટા ખાનદાનની જણાય છે એના વસ્ત્રાલકારો કેટલાં કિમતી હતા તે જોયા ને ?"

"હા બન્નેની રીતભાત પણ અમીરી લાગે છે. ચાર ઘોડાની ગાડીમા જતી હતી, સાથે નોકર ચાકરો હતા; પણ એ બન્ને બહુ દૂર જવાની હોય એમ લાગતુ નથી કારણ કે સાથે કઇ સરસામાન ન્હોતો–" ઓકટેવીયાએ તર્કથી પોતાના વિચારો જણાવ્યા

"મને તો એમ લાગે છે કે એ કોઇ ઉંચા કુળની સ્ત્રીઓ છે છે ને ગુપ્ત રીતે કયાક જતી હતી એમની ગાડીપર કઇ નિશાની પણ ન્હોતી કે જેથી કયા ઉમરાવની ગાડી છે તે માલુમ પડે–"

"અને કોચમેન તથા નોકરે પણ નામવાળા પટા પહેર્યા ન્હોતા"

આવી વાતચીત ચાલતી હતી એવામા મિસીસ સ્મીથ અચાનક દ્વાર ખોની અદર આવી બોલી "બ્હેનો, તમે મારી પ્રિય સખી માટે જે શ્રમ ઉઠાવ્યો છે તે માટે હુ તમારો જેટલો આભાર માનુ તેટલો થોડો છે ખાત્રી રાખજો કે તમારી ઉદારતા વ્યર્થ નહિ જાય–"

"વાહ મિસીસ સ્મિથ ! આવી શી વાત કરો છો ? અમે ગરીબ હોઇશુ પણ લાલચુ નથી હો !–" ઓકટેવીયા બોલી

"બ્હેન ! મે તમને માઠુ લગાડવા એમ કહ્યુ નથી. હુ કૃતજ્ઞતા દર્શાવવાજ બોલી છુ. ઠીક એ વાત જવા દો ને એક મહેરબાની કરો–"

"બોલો–"

"અહેરબાની કરી મારી દાસીને ડૉકટર થર્સ્ટનનુ ઘર બતાવી આવો ડૉકટર દર્દીને છોડીને જવા માગતા નથી તેમને કંઇક દવાની જરૂર છે તેથી તેમણે પોતાની પત્નીપર ચીઠી લખી આપી છે મટીલ્ડા આ રસ્તો બરાબર જાણતી નથી તેથી મુંઝાઇ ગઇ છે-"

તરત ઓકટેવિયા મ્હાર જવાને તૈયાર થઇ મિસીસ સ્મીથે દાસીને બુમ મારી મટીલ્ડા તરતજ હાજર થઇ શિયાળાની કડકડતી ઠંડીમા રાતની વખતે તેની સાથે ઓકટેવીયા ડૉકટર થર્સ્ટનને ઘેર ગઇ મિસીસ થર્સ્ટન આગામથી સુઇ ગઇ હતી દરવાજાપરની ઘટડી મારતા દાસીએ દ્વાર ખોલ્યા અને મિસ ક્લેરડન તથા મટીલ્ડાને બેસાડી ડૉકટરની દાસી પોતાની શેઠાણીને જગાડવા ગઇ

ડૉકટર થર્સ્ટન દ્રવ્યને માટે કાળાં કામ કરી વૈદક વિદ્યાને કલકિત કરનાર શયતાન હતો અનેક સ્ત્રીઓના તેણે ગર્ભપાત કરાવ્યા હતા અનેક ગર્ભવતી સ્ત્રીઓએ તેના ઘરમા ગુપ્ત રીતે બાળકોને જન્મ આપ્યા હતા આવા ધધાને લીધે ડૉકટરના ઘરમા તરતના જન્મેલા બચ્ચાને લાયક વસ્ત્રો તૈયાર રહેતા મટીલ્ડા એવા કપડા લેવાજ ગઇ હતી ચીઠી વાચી ડૉકટરની સ્ત્રી સમજી ગઇ કે તેના પતિદેવને કોઇ સોનાની ચલ્લી હાથ લાગી છે તેનુ હૃદય પુલકિત થયુ તરત તેણે મટીલ્ડાને જરૂરી વસ્ત્રો આપી દીધા અને મટીલ્ડા ઓકટેવીયાની સાથે ઘેર પાછી ફરી

મટીલ્ડા પચ્ચીસેક વર્ષની હતી તેની બુધ્ધિ તીવ્ર હતી નૌજવાનોને ચકરાવી નાખે એવી તે સુદર ન્હોતી પણ મધ્યમ વર્ગની રમણીઓમા તેનુ રૂપ લાવણ્ય ઉતરે એવુ ન્હોતુ તેને જોતાજ તે સારા ઘરની કન્યા હોય એમ લાગતુ હતુ તેનો પિતા ગરીબ પાદરી હતો તેથી તે પોતાના બાળકોને અમીર ઉમરાવોને ત્યા નોકરી કરવા મોકલતો હતો

મિસીસ મોરફટની પ્રસવવેદના પલે પલે વધવા લાગી. તેના પલગપર એક બાજુએ ડૉકટર અને બીજી બાજુ મિસીસ સ્મીથ બેઠી હતી પલગપર પડી પડી તે ચીસે ચીસ પાડતી હતી તેની ઉમ્મર અઢાર ઓગણીસ વર્ષની હતી તેનું કદ લાબુ અને શરીર

સુડોળ હતુ ફિમત ઉરજ, મોહક વદન, વિશાળ નીલી આખો ધનુરાકાર ભ્રકુટિ, રકત પ્રવાલસા ઓઠ અને દાડમ કલિ સમા દાતથી તેનુ સૌન્દર્ય અત્યારે પણ ગજબ કરી રહ્યુ હતુ તેના છૂટા થયલા લાબા વાળ ઉશીકાપર, તેની ખાંધપર તથા છાતીપર ઉડીને જાણે મોજથી રમત રમતા હોયની એવા લાગતા હતા

ઓરડામા ગયા પછી ડોક્ટર બસંટને થોડીવાર પછી મિસીસ સ્મીથપર નજર કરી. તેની આગળીપર લગ્નની વીટી હતી પછી તેણે દર્દી સ્રીના હાથ જોયા તરતજ ડૉકટર સમજી ગયો કે આ કેસ ભેદી રહસ્યવ ળો છે દર્દી સ્રી કુમારી હતી ખુરશીપર પડેલી પૈસાની થેલીઓ અને કિમતી ઝવેરાત જોઇને તે વિચાર કરતો હતો કે "આજે ઠીક લાગ ફાવશે"

લગભગ વીશ મિનીટ પછી મટીલ્ડા કપડા લઇ આવી પહોચી. તે આવ્યા પછી થોડીજવારમા દર્દી રમણીએ પુત્રને જન્મ આપ્યો



## પ્રકરણ ૫ મું.

### જર ચાહે સો કર !

સ્હવાર થયુ ટાઢ એવી પડતી હતી કે બિછાનામાથી મ્હો બ્હાર કાઢવુ ગમતુ નહિ વાતાવરણ ધુમ્મસથી ઘેરાયલુ હતું જ્યારે સુખવાસીઓ પ્રિયતમાના પાશમા પડયા હતા ત્યારે એક ગરીબ કન્યા શાકભાજી વેચવા નીકળી પડી હતી એના પગમા બુટ ન્હોતા શરીર પર ગરમ વસ્ત્રો ન્હોતા ટાઢને લીધે એ થરથરી રહી હતી એના દાત કડકડતા હતા હાથ પગ ફાટી જવાથી તેમાથી લોહી નીકળતુ હતુ રસ્તા પરના મકાનોના દરવાજા તરફ આશા ભરી નજરે જોતી તે ચાલી જતી હતી. મળશકે પાચ વાગે ઉઠી જગલમાથી શાક તોડી લાવી પાપી પેટનો ખાડો ભરવા માટે એ નાદાન બાળકી ટાઢથી થરથરતી બ્હાર પડી હતી

શાકવાળી થોડે દુર ગઇ કે તેની પાછળ દુધવાળી આવી. "દુધ લેવુ છે" નો મીઠો ટહુકો કરતી તે માર્ગ કાપતી હતી. તેનો દેખાવ સુદર હતો તેના આખા શરીરમાથી યુવાની ટપકતી હતી એના ગાલો પર આરોગ્યની રાતી સુરખી હતી તેણે ગરમ શાલ ઓઢી હતી, પગમા બુટ અને મોજા પહેર્યા હતા છતા તેને પણ ટાઢ સતાવી રહી હતી.

દશેક મિનિટ પછી એજ રસ્તા પરથી ભઠીઆરો નીકળ્યો તેની પીઠ પર પાઉ રોટીની ભારી ઝોળી લટકતી હતી તે દશ બાર ડગલા ગયો કે તરત કેકવાળો ને માખણવાળો બુમ મારતા નીકળ્યા રસ્તા પરના મકાનોની દાસીઓ હવે જાગી ગઇ અને શેઠ શેઠાણી જાગે તે પહેલા મકાન સાફસુફ કરી રાખવાના કામમા મડી પડી હતી દાસીઓ કામ કરતી હતી એવામા રાતે મીલો અથવા કારખાનામા રાતપાળી કરી ઘેર જતી મજુરણો રસ્તા પર આવી પહોચી આ મજુરણોએ જેવા તેવા મેલા ઘેલા કપડા પહેર્યા હતા એક બેકને ભેટીને સઘળી રસ્તો કાપતી હતી રસ્તામા પીઠુ આવતા સઘળીના મ્હોમાં પાણી છુટતું અને "આવી

કડીમા જરા લાલ પાણી મળી જાય તો કેવી મઝા" એવા વિચાર આવતા કોઇ કોઇ રાતે કોઇ ઉપરી અમલદારની પોતાના પર પડેલી મીઠી નજરની વાત રસ લઇ લઇને કરી રહી હતી

એજ સમયે બે ચાર વેશ્યાઓ રસ્તા પર આવી ચઢી. કોઇ અડ્ડામા રાત ગાળી એ પતીતાઓ ઘેર જતી હતી તેમની આંખો ઉંડી ઉતરી ગઇ હતી, ગાલ પરનો પાઉડર ભુસાઇ ગયો હતો, ઓઠ પરનો રંગ નાબુદ થઇ ગયો હતો અને વાળ વીખરાયલા હતા આ તે પતીતાઓ હતી કે જેનુ નામ દેતા સમાજના આબરૂદારો જાહેરમા મ્હો મરડે છે અને છતા એજ "આબરૂદાર પુરૂષો" આ કમનસિબ વર્ગના લાલસાના અગ્નિમા ઘી હોમે છે દુનિયા કેવી વિચિત્ર છે?

લંડનવાસીઓ ધીમેધીમે બિછાનાનો ત્યાગ કરતા હતા દરેક ઘરમા નાસ્તાની તૈયારી થઇ રહી હતી એવામા ભીખારીઓનું ટોળુ આવી પહોચ્યુ ફાટયા તુટયા કપડા પહેરી ટાઢથી થરથરતા બાળકો પેની યા ફારધીંગની આશાએ કરૂણ પોકાર કરવા લાગ્યા સઘળાની છાતી ખુલ્લી હતી તેમા શિયાળાની શરદી તીરની પેઠે દર્દ કરતી સઘળાએ ખુલ્લા મેદાનમા રાત પસાર કરી હતી તેથી તેમના માથા ભીજાઇ ગયા હતા એક ભીખારી બાળકના શરીરમા હાડચામ સિવાય બીજુ કઇ ન્હોતુ તેની પાસળીએ પાસળી ગણી શકાતી એના માબાપ ન્હોતા કે ન કોઇ વાલી! તેના માબાપ કોણ હતા તેનુ પણ તેને ભાન ન્હોતું તે ઝાડ નીચે યા ખુલ્લા મેદાનમા પડી રહેતો ને દિવસે ભીખ માગી જેમ તેમ જીવતો ઠંડીથી તે કમ્પી રહ્યો હતો એના કરતા જેલના કેદીઓની હાલત પણ સારી હશે!

પ્રભાત થતા ઓકટેવિયા અને પોલિનની આંખો કમલની પાંદડી પેઠે ખુલી ગઇ બન્ને મ્હો પાણીની તૈયારી કરવા લાગી આખી રાત બન્ને જાગી હતી પણ તેમના મ્હો પર ઉજાગરાનુ ચિન્હ પણ ન્હોતુ બન્નેના વદન હમેશના જેવા આનંદી અને પ્રફુલ્લ હતા

રાતે બે વાગે મિસીસ મોરડોન્ટની તબિયત ઠીક થવાથી ડોક્ટર થરટૅન પોતાને ઘેર ચાલ્યો ગયો હતો તે ગયા પછી કુમારી અવસ્થામા પુત્રવતી થયલી મિસીસ મોરડોન્ટ અને તેની સાથી મિસીસ સ્મીથ આ કુમળા બાળકને કોઇને ગળે વળગાડી દેવા માટે ગુપચુપ વાતો કરવા લાગી આખરે બન્નેએ ડોક્ટર આગળ પોતાનો મનોભાવ ખુલ્લો કરવાનો ઠરાવ કર્યો

ડોક્ટર સ્હવારે આઠ વાગે પાછો આવ્યો તે આવતાજ મિસીસ સ્મિથ તેને બાજુના એક ઓરડામા લઇ જઇ બોલી·

"ડોક્ટર! હુ તમારી સાથે એક અતિ અગત્યની ગુપ્ત વાત કરવા માગુ છુ પણ તેનો પ્રસ્તાવ કેમ કરવો તે મને સમજાતુ નથી"

"હુ તમારો મનોભાવ સમજી ગયો છુ બોલો, તમારે જે કહેવુ હોય તે બેશીકર કહો" ડોક્ટર હસીને બોલ્યો

"તમે બુધ્ધિમાન છો વાત એમ છે .."

"કે આ બચ્ચાનુ શુ કરવુ?" ડોક્ટરે વાકય પૂરૂ કર્યું.

"વાત ઘણી નાજુક છે, ડોક્ટર!—" મિસીસ સ્મિથ ધીમા સ્વરે બોલી "તમે સમજી ગયા હશો કે મારી સખી હજુ પરણી નથી પરણ્યા પહેલા એ હતભાગિની પુત્રવતી થઇ બેઠી છે એક મોટા ખાનદાન પર કલક લાગવાનો ભય ઉભો થયો છે"

"તમે ના ગભરાવ એનો ઉપાય થઇ શકશે. હુ તમને મદદ કરવાને તૈયાર છુ"

"શુ? તમે? ડોક્ટર! તમે આ કમનસીબ બાળકને ઉછેરવાનુ માથે લેશો? ઓ ડોક્ટર! અમે તમારો આભાર કદિ ભુલીશું નહિ એ સહાય માટે તમને ઉદાર બદલો મળશે."

'હું તૈયાર છુ પણ તમે તમારી સરતો પાળશો તેની જામીનગીરી શી?" ડોક્ટરે મુદ્દાની વાત ઉપાડી

"સાભળો આ બાળકને તમે તમારે ઘેર લઇ જાઓ જોઇએ તો તમારા પાલક પુત્ર તરિકે એને પાળો. તમારે ગમે તે નામ એને આપજો અને તમારા સગાં વ્હાલામા એને વિષે તમને ઠીક લાગે

તે કહેજો પણ પ્રભુના કસમ ખાઇને મને વચન આપો કે કાળાંતરે પણ તમે એના માત પિતાની શોધ કરશો નહિ જો તમે તમારી સરતો પ્રમાણિકપણે પાળશો તો તમને દશ હજાર પાઉંડનો બદલો આપવામા આવશે ”

“દશ હજાર પાઉંડ ? ”

“હા વધુ જોઇએ છે ? ”

“નહિ. એટલા પુરતા છે મારે તમારી સરતો કબુલ મન્જુર છે ”

“તમે કબુલ કરો છો કે આ બચ્ચાની માનો ભેદ તમે સ્વપ્નામા પણ કોઇને નહિ કહી દો ?”

“નહિ ”

“એક બીજી વાત ! કદાચ તમે કોઇ વાર મારી સખીને રસ્તાપર કે કોઇ પણ જગ્યાએ મળી જાઓ તો ભૂલે ચૂકે તેની સાથે તમને પરિચય છે એવું બતાવવાની કોશેષ ના કરતા. ”

“હુ ધર્મના કસમ ખાઇ તમારી સરતો મન્જુર રાખુ છુ ”

“મારે માટે પણ એજ સરત યાદ રાખજો મને તમે કદિ આકસ્મિક રીતે મળો તો મારી સાથે એક બોલ પણ ના બોલતા. ”

“વારૂ. બીજું કઇ છે ? ”

“નહિ આજે સાંજે તમને દશ હજાર પાઉંડ મળી જશે અને અમે કાલે અહિથી વિદાય થઇશુ ”

‘કાલેજ ? આવી શરદીમા તમે મિસીસ મોરડોટને લઇ જશો ? ”

“હા કાલે જવુજ પડશે ” મિસીસ સ્મિથ નિશ્ચયાત્મક સ્વરે બોલી ને ડોકટરે દલીલ કરવાનુ માંડી વાળ્યુ

ડૉકટર સાહુ નક્કી કરી વિદાય થયો. મિસીસ સ્મીથ પ્રસુતાના ઓરડામા ગઇ તેનુ હસતુ વદન જોતાજ પ્રસુતા સમજી ગઇ કે બાજી પાર પડી છે ભોજન લીધા પછી મિસીસ સ્મીથે ઓકટેવીઆ પાસેથી ખડીઓ કલમ ને કાગળ મગાવ્યા અને પોતે ચુપ ચુપ નીચેનો પત્ર લખ્યો.—

"... ...ને ગઇ રાતે અકાળે સુવાવડ થઇ છે અને છોકરો અવતર્યો છે બાળક સુંદર અને તંદુરસ્ત છે તેનુ ઠેકાણુ સારી રીતે કરી નાખવામા આવ્યુ છે બધુ શુભ રીતે થયુ છે અને . મઝામા છે એક બે દિવસમા બીજો પત્ર લખીશ કાલે અમે ઘેર જઇશુ

ઈ. ડી

મિસીસ સ્મીથે કવરપર "જનરલ બાર્થ, પો ઓ વેમાઉથ" નુ ઠેકાણુ લખ્યુ અને એ પત્ર ટપાલની પેટીમા નાખવા માટે તે પોતે ઓક્ષફર્ડ સ્ટ્રીટમા ગઇ પત્ર નાખી તે વેસ્ટ એન્ડની એક બેંકમા પહોચી ત્યા તેણે એક મોટી રકમનો ચેક વટાવ્યો અને પછી ઝવેરીની દુકાનમાથી સ્ત્રીઓને લાયક બે રીસ્ટ વૉચ અને બીજા દાગીના ખરીદયા

ખરીદી કરી તે ઘેર આવી અને પોલીન તથા ઓકટેવીઆને ઘડીઆળ અને વીંટી ભેટ આપવા લાગી બન્ને બહેનોએ આભાર સાથે ના પાડી

"હુ બદલો આપતી નથી પણ તમારી સખી તરીકે ભેટ આપુ છુ " મિસીસ સ્મીથ બોલી અને તેણે એટલો આગ્રહ કર્યો કે બન્ને બહેનો તેની ભેટને ઠેલી શકી નહિ.

"કાલ રાતની વાત પેટમાજ રાખજો હો બ્હેન!' મિસીસ સ્મીથ મર્મભરી નજરે બન્ને બ્હેનો તરફ જોઇ વિનતી કરતી બોલી "જો કોઇને ખબર પડશે તો અમારા મ્હો કાળા થઇ જશે "

"અમે કોઇને કહીશુ નહિ પણ બાપુ જ્યારે ઘેર આવશે ત્યારે તેમને કહ્યા વિના અમારો છુટકો નથી પણ તમે ચિંતા ન કરો અમારા પિતાજી કોઇની એબ ખોલે એવા નથી "

સાજે ડોકટર આવ્યો મિસીસ સ્મીથે તેને કરાર પ્રમાણે દશ હજાર પાઉંડ ગણી આપ્યા અને ડોકટર બચ્ચાને લઇ જવા તૈયાર થયો આ પળે મિસીસ મોરડોટની દશા કરૂણ થઇ ગઇ તેણે સમાજના નિયમનો ભગ કર્યો હતો, આ બાળક તેના પાપના જીવત પુરાવા રૂપ હતું, છતા તેનુ હૃદય પ્રેમાળ હતુ બાળકને વિદાય કરતા તેની છાતી ચીરાઇ ગઇ. તે પોકેપોક રોવા લાગી બાળકને વ્હાલથી

ચુમીઓ લેવા લાગી પણ લાચાર! એ લાડકા ,બાળકને વિદાય કર્યા વિના છુટકોજ ન્હોતો મટીલ્ડાએ શાલમા વીંટાળી બાળક ઉચકી લીધુ. ડૉકટર આગળ ચાલ્યો ને તેની પાછળ મટીલ્ડા ગઇ

ડૉકટરને ઘેર બાળકને સોપી થોડી વારમા મટીલ્ડા પાછી આવી. તેણે પ્રસુતાને આશ્વાસન આપતા કહ્યુ "ચિંતાનુ કઇ કારણુ નથી. મિસીસ થરર્ટને એક જવાન ધાઇ રાખી લીધી છે ડૉકટર અને તેની સ્રી બચ્ચાને પોતાના પુત્ર તરીકેજ પાળશે "

બીજે દિવસે હજુ રાત પુરી થઇ ન્હોતી એટલામા દરવાજા આગળ ગાડી આવી ઉભી શાલ ઓઢી મીસીસ મોરડૅાન્ટ અને મિસીસ સ્મીથ બન્ને બહેનોનો આભાર માની ગાડીમા જઇ બેઠી મટીલ્ડા કોચ બોક્ષપર પેમ્બ્રોકની પાસે બેઠી અને ગાડી પવન વેગે ઉપડી ગઇ



## પ્રકરણ ૬ ઠું.

### પોલિસ અમલદાર.

કોન્સ્ટેબલોને ભાડાના પૈસા આપી પેજ શોકમગ્ન ચહેરે નીચે નાસ્તો લેવા ગયો તે વખતે ત્યા બીજુ કોઇ ન્હોતુ પેજની ચિંતાનો પાર ન્હોતો ગઈ રાતે સર રીચર્ડ સ્ટેમ્ફર્ડને પકડવા જતા તેની દશા 'લેને ગઇ પૂત ઔર ખો આઇ ખસમ" જેવી થઇ હતી તેનુ ઘડિયાળ ગયુ, વીટી ગઇ, તેની કંપનીની હુડીઓવાળી પાકીટ બુક ગઇ અને આજે રાતે નવ વાગે તે પાછી મેળવવા માટે તેને ૫૦ ગીની તોલવાની હતી તે મનમા વિચાર કરવા લાગ્યો 'હવે શુ કરૂ ? કંપનીને મારા લંડન આવવાની ખબર મળી હશે જો હુ જલદી નહિ જઇશ તો મેસર્સ હડસન એન્ડ મોર્લિનિ મારાપર શક આવશે. પણ હુ કયે મ્હોડે ત્યા જાઉ ? હુડીઓ ચોરાઇ ગઈ છે એ વાત કહેતા મારી હિમ્મત કેમ ચાલશે ? કદાચ મારી વાત શેઠીઆઓ માની લેશે પણ મારી મૂર્ખાઇ પર હસશે ને નોકરીપરથી રજા આપશે તો ? આજે નહિ જાઉ કોઇ દોસ્ત પાસેથી ૫૦ ગીની ઉધાર લઇ પાકીટ બુક લાવી કાલેજ ઑફિસમા જઇશ . પણ નહિ જઇશ તો ગેરહાજરીનુ કારણ પૂછાશે .."

અશાંત મને તે નાસ્તો લેવા બેઠો સર રીચર્ડ સ્ટેમ્ફર્ડ, એલ્સબરીના કોન્સ્ટેબલો, અને મવાલી મેકસમેન તેની નજર સામે તરી આવ્યા. તે પોતાની મૂર્ખાઇ માટે પોતાની જાતનેજ ધિક્કારવા લાગ્યો તેને કઇ ખાવાનુ ન ગમ્યું કોફી, ઈંડા, પાઉ માખણ વિ નાસ્તો જેમનો તેમ પડી રહ્યો. તે નકામો બિચારા નોકર પર બખાળા કાઢી રહ્યો હતો એટલામાં ઓરડાના દ્વાર અચાનક ખુલી ગયા અને મી૦ હડસન તેની સામે આવી ઉભો રહ્યો તેને જોતાજ પેજના હોસ ઉડી ગયા તેનુ મ્હો ઉતરી ગયુ.

મી૦ હડસન વુડ સ્ટ્રીટમા આવેલી મેસર્સ હડસન એન્ડ મોર્લીની કંપનીનો ભાગીદાર હતો તેની ઉમ્મર લગભગ પચાસ વર્ષની હતી. પોષાક કિંમતી પણ જૂના જમાનાનો હતો તેણે હાથમા સોનાની મુઠવાળી લાકડી પકડી હતી અને જાકીટ પર સોનાના ઘડીઆળનો

છેડો લટકી રહ્યો હતો હડસનના ચહેરાપર શકા અને દીલગીરીની ચોકખી છાપ હતી

ઓરડામા જતાજ તેની નજર પેજપર પડી પેજનો ચ્હેરો જોતાજ તેનો ગભરાટ તે સમજી ગયો પણ તે તેને જાણવા ન દેતા ખુરશીપર બેસી શાત અવાજે તે બોલ્યો "મી૦ પેજ! કેમ છો? મઝામા તો છોને? તમારા પત્ર પરથી ખબર પડી હતી કે તમે કાલે સાજે આવવાના હતા તેથી આ રસ્તેથી જતાં હું તપાસ કરવા આવ્યો"

"તમારો આભાર સાહેબ! મી૦ મોર્લીની તબિયત કેમ છે?"

"હા શરીરે તો સારા છે પણ—"

"પણ શુ?"

"વાત એમ છે કે બર્કલી અને ત્રેન્ટની કપનીને તાળા લાગવાથી આપણી કપનીને પણ કઇક નુકસાન થયુ છે"

"બર્કલી અને ત્રેન્ટ! એ કપની તો આબરૂદાર ગણાતી હતી!" પેજે અજાયબીથી પૂછ્યુ

"હા હુ પણ એમ માનતો હતો પણ વસ્તુ સ્થિતિ તેથી ઉલટીજ જણાઇ આજેજ એ લોકોની બે હુડીઓ પાછી ફરી."

પેજની હવે ખાત્રી થઇ કે હડસન જરૂર હુડીઓ માગશે તેનો ગભરાટ વધ્યો. તે લથડતા અવાજે બોલ્યો "આ વાત સાભળી મને ઘણી દિલગીર થાય છે તમને બહુ નુકસાન તો નથી ગયુ ને?"

"નહિ બહુ હાનિ થાય એમ નથી પણ આપણુ લ્હેણુ જલદી વસુલ કરી માગનારાઓનો હિસાબ તત્કાળ ચુકવવો પડશે એઇસબરીથી તમે જે હુડીઓ ને બીજા કાગળપત્રો લાવ્યા છો તેની મને જરૂર છે"

પેજ એટલો ગભરાયો કે તેણે ચ્હામા દુધ નાખવાને બદલે ટેબલપર ઢોળી દીધુ મી૦ હડસન તેને સ્થિર નજરે જોઇ રહ્યો હતો

"લાવો, હુડીઓ લાવો–કાલે મી મોર્લીને જે કહેવુ હોય તે કહેજો"

"હમણાજ હુડીઓની જરૂર છે?"

"હમણા નહિ તો કયારે?" હડસન ગુસ્સે થયો

"માફ કરો સાહેબ! આજે રાતે દશ વાગે હું સઘળી હુંડી આપને સ્વાધીન કરીશ" પેજ કંપતો કંપતો બોલ્યો.

"નહિ નહિ. હમણાજ જોઇશે મને દાળમા કંઇ કાળુ જણાય છે"

"સાહેબ! એક મવાલી મારી પાસેથી હુંડીઓ પડાવી ગયો છે"

"મવાલી પડાવી ગયો? અત્યાર સુધી એ વાત કેમ ન કરી?"

"તમારા ભયથી! આજે રાતે મને હુંડીઓ મળી જશે એવી મારી ખાત્રી છે એ બદમાસે ૫૦ ગીની લઈ હુંડીઓ પાછી આપવાની ગોઠવણ કરી છે"

'તમે તેને મળવા જાઓ ત્યારેજ પોલીસને સ્વાધીન કરાવી દોને'"

"હિમ્મત નથી ચાલતી એ બદમાસ ઘણો ભયકર માણસ છે તે ૫૦ ગીના લેવાને એક કાળા પોષાકવાળી સ્ત્રીને મોકલશે તેને પોલીસ પાસે પકડાવી દેવાની તજવીજ કરૂ તો મારો જાન જોખમમા પડશે એવી તે ધમકી આપી ગયો છે" પેજે કહ્યુ

"આ તો ન્યાયને છેતરવા જેવી વાત છે નહિ નહિ બદમાસોને એમ નમી જવામા સાર નથી ચાલો, ટોપી પહેરી લો ને મારી સાથે ચાલો"

પેજ હા કે ના કંઇ કહી શકયો નહિ તેને હૅટ પહેરી ચુપચુપ હડસનની સાથે જવુ પડયુ મી૦ હડસનને અત્યારે દ્રવ્યની કેફ ચઢી હતી પૈસાના જોરે તે લડનના નામચીન બદમાસને જેર કરવાના ઇરાદાથી સીધો પેજની સાથે બો સ્ટ્રીટ પોલીસ સ્ટેશનપર ગયો અને ત્યા જઇ પીટર ગ્રમલેને મળવાની માગણી કરી ગ્રમલે નીપુણ પોલીસ અમલદાર હતો ભલભલા ચોરો તેનાથી ડરતા હતા પેજ અને હડસનને આ અમલદાર માટે વધુ વાટ જોવી પડી નહિ થોડીજવારમા છ ફીટ લાબો પહેલવાન જેવો આધેડ ઉમ્મરનો સખ્સ તેમની પાસે આવી હાજર થયો તેના હાથમા એક ભારી લાકડી હતી ગજવામા ભરેલી પીસ્તોલ પડી હતી બેદરકારીને લીધે તેના કપડા કંઇક મેલા થયા હતા એજ નામદારનુ નામ પીટર ગ્રમલે હતુ

સાહેબ સલામ થયા બાદ હડસને પોતાના આગમનનું કારણ જણાવ્યું. તેણે પેજનો આખો કીસ્સો સુણાવ્યો ત્યા 'સુધી પીટર ટેબલના એક ખૂણા આગળ ચુપચુપ બેસી સાભળી રહ્યો. પેજ તેની પાછળ ઉભો ઉભો કઇ વિચાર કરતો હતો

"સાહેબ! આ ગૃહસ્થ લુટાયા હતા કે?" પીટર અમલેએ વાત પૂરી થયા પછો પેજ તરફ આગળા કરી પૂછ્યુ

"હા એ અમારી કપનીના નોકર છે તમારે એને જે પૂછવુ હોય તે ખુશીથી પૂછો" મી૦ હડસને પોલીસ અમલદારને કહ્યુ.

અમલેએ પેજ તરફ ખુરશી ફેરવી કહ્યુ

"તમે ગાડીમા બેસી ઘર તરફ જતા હતા?"

"જી નહિ પગે ચાલ્યો જતો હતો"

"ચોરી કઇ જગ્યાએ થઇ?"

"જ્યોર્જ એન્ડ ખુલ્વર હોટલથી આશરે એક માઇલ દૂર એજવર રોડની ડામી બાજુની એક સાકડી અધારી ગલીમા" પેજે જવાબ વાળ્યો

"કપનીના કિમતી ઓચરીયા લઇને તમે મોડી રાતે ત્યા શા માટે ગયા હતા?" મી૦ હડસન ગુસ્સાથી બોલ્યો

પેજ ગભરાયો જો તે ખોટી વાત કહેશે તો તેનાપર શક જશે એવા ભયથી ગઈ રાતે બનેલો આખો કીસ્સો તેણે કહી દીધો

"ત્યારે તમે મેકસમેનના પઝામા ફસ્યા હતા ખરૂ?" અમલે બધી વાત સાભળી બોલ્યો

"જી હા"

"મી૦ હડસન! તમારો માણસ ખરેખર લુટાઇ આવ્યો છે આ ગૃહસ્થ જુઠુ બોલતા નથી" પેજની છાતીપરનો સઘળો ભાર પોલીસ અમલદારના આ શબ્દો સાભળી હલકો થઇ ગયો

"હવે શુ કરવુ?" મી૦ હડસને આતુરતાથી અમલેને પૂછ્યુ

"હુ ઘણા દિવસથી બદમાસ મેકસમેનની શોધ કરી રહ્યો છુ પણ એ ઘણો ચાલાક છે" પીટર અમલેએ કહ્યુ "એના જેવો દાદો આખા લડનમા બીજો કોઇ નથી એ એટલો સાહસિક અને

હિમ્મતવાન છે કે કોઇથી ડરતો નથી પોલિસને થાપ આપવી એ એને મન રમત વાત છે. આજે રાતે જે સ્ત્રીને ૫૦ ગીની લેવા માટે એ મોકલનાર છે તે એની માશુક છે બે ત્રણ વર્ષ પર એ સ્ત્રીના ધણીને ખૂનને માટે ફાસીની સજા થઇ હતી ત્યારથી તે શોક દર્શક કાળા વસ્ત્રો પહેરે છે અને * "ગેલોઝવીડો" ને નામે ઓળખાય છે એ પતિમરણથી દીલગીર થઇને કાળા વસ્ત્રો પહેરતી નથી પણ દુનિયાની નજરે આબરૂદાર ગણાવાને માટે એવો ઢોંગ કરે છે "બેગસસ્ટાફ" ના માલીક સાથે બદમાસોને ગાઢ સબંધ છે જો એકવાર એ બદમાસોને હુ પરહેજ કરૂ તો મારૂ નામ પ્રખ્યાત થઇ જાય"

"મી૰ પ્રમલે! આ બદમાસોને કાયદાની ચુગાલમા ફસાવી સમાજને નિર્ભય બનાવવા માટે તમને હુ યથાશક્તિ મદદ કરવાને તૈયાર છુ" મી૰ હડસને પોલિસને મદદ કરવાની ઇચ્છા પ્રકટ કરી

"જો મી૰ પેજ હિમ્મત રાખે તો જરૂર બદમાસો સકજામા આવે" પોલીસ અમલદાર પગ હલાવતો બોલ્યો "કેમ મી૰ પેજ! તમે તૈયાર છો?"

પેજ કંઇ ન બોલ્યો તેનો બાપ આજેજ મરી ગયો હોય એટલો તેને શોક થતો હતો

"તૈયાર કેમ ન થાય?" હડસન બોલ્યો "મી૰ પેજ' તમે પોલીસને મદદ કરશોને?"

"હા, હા, હુ તૈયાર છુ" પેજ જેમ તેમ આટલા શબ્દો બોલી શક્યો તેને પેલી કાળી વિધવા અને મેકસમેનનો ડર કપાવી રહયો હતો.

અત્રે પીટર પ્રમલેએ ટેબલનુ ખાનુ ખોલી થોડાક કાગળો કાઢયા. તેમાથી જોસફ વેરન નામના સખસને લગતુ એક હેન્ડબીલ કાઢી તે બોલ્યો "જુઓ, આ મેકસમેનને પકડવા માટે

* "ગેલોઝવીડો" એટલે ફાસીએ લટકેલા સખસની વિધવા.

સો પાઉંડના ઇનામનુ જાહેરનામું છે. જો એ ગીરફતાર થાય તો હુ અને મી૦ પેજ અરધુ અરધુ ઇનામ વહેચી લઇશુ"

પેજ ફરી ઇનામની લાલચમા પડયો "હા, હા, બરાબર છે"

"તમે મેકસમેન સાથે થયલા કરાર પ્રમાણે આજે રાતે લડન પુલ પર જજોન પેલી બાઇને મળી તેને કહેજો કે તમારે મેકસમેનને જરૂરી કામ માટે મળવુ છે જો મેકસમેન તેની નજીક છૂપાયો હશે તો તે તરત તમને તેની પાસે લઇ જશે, નહિ તો એ બદમાસોના ઠેકાણા પર તમારે જવુ પડશે ગમે તેમ થાય પણ "બેગર્સ સ્ટાફ" પર ગયા વિના તમારો છુટકો નથી પછી બધુ હું સભાળી લઇશ."

"હુ એકલો જાઉં કે પોલીસ સાથે આવશે?"

"તમે પણ કેવી વાત કરો છો? પોલીસ કોન્સ્ટેબલોને તમારી સાથે જોશે તો સઘળા છુ થઇ જશે ને પછી આખુ લડન ખુદી નાખશુ તો પણ કોઇનો પત્તો નહિ મળે"

'વારૂ હુ પેલી બાઇ પાસે જઇને શુ કહુ?" પેજે અકળ વકળ થઇ પૂછ્યુ,

"એમ કહેજો કે હુ લડનની એક મોટી કપનીનો કેશીઅર છુ, હિસાબમા થોડોક ઘોટાળો થઇ ગયો છે. મારા પર માલીકોનો શક ગયો છે અને હવે નોકરીમા ચાલુ રહેવાની આશા નથી જ્યારે નોકરીજ છોડુ છુ તો ખાલી હાથે શા માટે જાઉં? એવા વિચારથી હુ મેકસમેનની મદદ માગુ છુ આટલુ સાભળતાજ પેલો બાઇ તમને મેકસમેન પાસે લઇ જશે અને મેકસમેન પણ તમારી વાત માની જશે પછી એ બચ્ચાને હુ સભાળી લઇશ પણ જો જો! ચાલાકીથી કામ કરજો, નહિ તો સઘળી બાજી બદલાઇ જશે"

બસ સઘળો બદોબસ્ત થઇ ગયો અમલે રાતના સાહસ માટે કોન્સ્ટેબલોના ગોઠવણ કરવા જવાને તૈયાર થયો. અને મી૦ હડસને તેના હાથમા થોડીક ગીનીઓ મૂકી વિદાય લીધી

---

# પ્રકરણ ૭ મુ.

## ફાંસીએ લટકેલા બદમાસની વિધવા.

રાતના નવ વાગ્યા હતા વરસાદ ઝરમર ઝરમર પડતો હતો રસ્તા પરના ફાનસો જાણે ધુમ્મસ પડયો હોય તેમ ટીમટીમ થઇ રહ્યા હતા રસ્તામા કાદવ કીચ્ચડ થઇ રહ્યુ હતુ ખાસ ફરજ પડયા વિના બ્હાર નીકળવાનુ કોઇને ગમે એમ ન્હોતુ છતા ભયકર લડનના રસ્તાઓ ખાલી ન્હોતા જેઓ પાસે છત્રી હતી તેઓના ચહેરાપર જરા ઓછી ગમગીની હતી પણ છત્રી વગરના ચીથરેહાલ માણસો ની દશા દયાજનક હતી કોઇ મોટી દુકાનમા ખુશામત કરીને સીવવાનુ કામ લઈ આવેલી ગરીબ દરજણો ટાઢથી ધુજતી, વરસાદથી ભીંજાતી રસ્તો કાપી જતી હતી ગરીબ મજુરોની સ્ત્રીઓ કોઇ સસ્તી દુકાનેથી રાતનુ વાળુ ખરીદવા જતી હતી જ્યારે કેટલીક શ્રીમત સ્ત્રીઓ બની ઠનીને ગાડીમા બેસી નાટક જોવા યા નાચ કરવા જતી હતી

રસ્તાપરથી જતા પુરૂષોમા કગાળ પગારના કારકુનો, દિવસની મજુરીથી થાકીને કોઇ પીઠામા એકાદ પેગ શરાબ ઢીચીને ઘેર જતા કારીગરો અને મજુરો, કોઇ ખીસ્સા કાતરૂઓ અને આવતી કાલના માગનારને આપવા માટે કોઇ પાસેથી પૈસા માગવા નીકળેલા કરજદારો નજરે પડતા હતા રસ્તાપર કેટલીક છટકેલ સ્ત્રીઓ પણ ભાડુતી આશકો શોધવા નીકળી પડી હતી અને આવી સ્ત્રીઓ બ્હાર નીકળે ત્યારે ધોળા થવા છતા આખી જીદગી વિષય વાસનાના કુડમા બાળી નાખનાર લહેરીઓ બહાર પડયા વિના રહે ખરા ? કેટલાક છટકેલ યુવાનો સીગારેટનો ધુમાડો કાઢતા, રસ્તે જતી યુવતીઓને આખ મારતા માર્ગ કાપતા હતા દારૂડીઆઓ પીઠામા જતા આવતા માલુમ પડતા હતા અને પાઇ પૈસા માટે કાદવ કીચડમા ઉભા રહી વરસાદથી ભીજાતા ભીખારીઓ રાહદારીઓ તરફ આશાભરી કરૂણ નજરે જોઇ રહ્યા હતા કેટલાક ચોરો કોઇના ખીસામા હાથ નાખવાની જાણે જરાપણ દાનત ન હોય તેમ પાટલુનના ખીસામા હાથ નાખી

સીટી વગાડતા ચાલી જતા હતા દુકાનોની બારી વરસાદના પાણીથી ઝાખી પડી ગઇ હતી દરૂ વેચનારાઓની દુકાનપરની રગીન બત્તી રાહદારીઓપર દુષ્ટ ભાવનાનો પ્રકાશ નાખી રહી હતી અને ઝવેરીની દુકાનમાના ઘડીયાળો, વીંટીઓ અને બીજા અલકારો જાણે બનાવટી હોય એવા લાગતા હતા.

શ્રીમત સુખી માણુસો જ્યારે પોતાના મહેલોમા ગરમ સગડી પાસે બેસી ગરમ કપડાની હુફમા વીંટળાઇ સ્વાદીષ્ટ ભોજન ખાઇ પોતાની માશુકો સાથે પ્રેમચેષ્ટા કરી રહ્યા હતા ત્યારે હજારો લાખો ઘર બ્હાર વિનાના કગાળો રસ્તે રખડતા હતા! શ્રીમતોને કોઇ ચીજની કમી ન્હોતી ત્યારે એજ શહેરમા એજ સમયે ગરીબોના બાળકો સુકી રોટી અને દુધ વિના ટળવળી રહ્યા હતા

દુનીયાની આવી વિચિત્રતા કઇ નવી છે?–પણ એ વાત જવા દો આપણે આપણી નવલકથાજ આગળ ચલાવીએ

રાતના નવ વાગ્યા હતા એ સમયે મી પેજે મોટો કોટ પહેર્યો અને ગળામા ગરમ ટુવાલ વીંટાળી તે જુના લડન પુલ આગળ ગયો કે જ્યાથી ટુલી સ્ટ્રીટ નીકળે છે

શરદી સખત પડતી હોવાથી તે જરા ગરમી લાવવા માટે એક બારમા ગયો અને ત્યા એક ટેબલપર બેસી દારૂ પિવા લાગ્યો, તે શરાબ પી રહ્યો હતો તે સમયે તેની નજર બારના એક ખુણામા બેસી પાઇપનો ધુમાડો કાઢતા મી અમલેપર પડી તે એવા આરામથી ચિંતા રહીત દીલે પાઇપ પી રહ્યો હતો કે તેને ન પીછાનનાર માણુસ એમજ સમજે કે તે દુનિયાનો સૌથી બેદરકાર અને લહેરી જીવડો હશે! દારૂનો ગ્લાસ એક ઘુટડે ખાલી કરી થોડી પળ પછી અમલે ઉભો થયો પેજ તરફ એક અર્થ ભરી નજર ફેકી અને પૈસા ચુકાવ્યા વિના પીઠામાથી બ્હાર નીકળી ગયો વેપારી વૃત્તિના પીઠાવાળાએ તેની પાસે પૈસા ન માગ્યા કારણુ કે તે જાણુતો હતો કે પોલિસ અમલદારને ખુશમીજાજમા રાખવા માટે મફત છાટો પાણી પાવાની તેની ફરજ છે

તે પીઠામાથી બ્હાર નીકળ્યો કે તરતજ પેજ બ્હાર ગયો તેનાથી થોડાક ડગલા દૂર એક કાળા વસ્ત્રમા સજ થયલી સ્ત્રી નજરે પડી ફાનસના ઝાખા પ્રકાશમા પણ તે એ સ્ત્રીનુ ફીકકુ પડેલુ પણ સુદરતાના થોડાક ચિન્હોવાળુ વદન જોઇ શકયો પેલી સ્ત્રીએ તેના તરફ બિચિત્ર નજરે જોયુ એ સ્ત્રી મધ્યમ કદની અને સુડોળ બાધાની હતી તેની જુવાની અને સુદરતા હજુ તેને છેક તજી ગઇ ન્હોતી તે પેજ તરફ બે ત્રણ પળ એકી ટસે જોઇ રહી અને પછી જાણે કોઇ આબરૂદાર સ્ત્રી હોય તેમ તે એક બે ડગલા આગળ વધી

પેજ સમજી ગયો કે તેને આ બલા સાથે કામ પાડવાનું છે તેની પાછળ જવુ કે નહિ તેનો તે વિચાર કરતો હતો એટલામા તે સ્ત્રી પાછી ફરી અને ફરીથી તેણે પેજ તરફ અર્થભરી નજર ફેકી.

"માફ કરજો બાનુ ! તમે કોઇની રાહ જુઓ છો ?" પેજે હિમ્મતથી તેની પાસે જઈ કહ્યું

"મને એક ચીજ મળી છે તેના માલીકને હુ શોધુ છુ" પેલી કાળા વસ્ત્રવાળી બાઇએ જવાબ વાળ્યો અને તે હસી પેજે જોયુ કે તેના દાત પણ દાડમકલિ જેવાજ છે

"હુજ એ ચીજનો માલીક છુ અને તમને તે માટે ૫૦ ગીની આપવા આવ્યા છુ" પેજે ધીમે સ્વરે જવાબ આપ્યો

"મને અહિ મળવાનુ તમને કોણે કહ્યુ હતુ ?"

"જો મેક્સમેન નામના સખસે-"પેજે તરત જવાબ આપ્યો

"ઠીક મારી સાથે ચાલો-" ફાસીને લાકડે લટકેલા મખસની વિધવા બોલી

આટલુ કહી તે એક અધારી ગલીમા ગઈ નજીકજ એક મારવાડી (યાહુદી) ની દુકાન હતી ત્યાના ઝાખા ફાનસ નીચે ઉભી રહી ગેલોઝ વીડો બોલી પૈસા લાવ-" તરતજ તેણે પેજની પોકેટબુક પણ બ્હાર કાઢી

પેજે તેને ગીનીવાળી એક નાની કોથળી આપી પેલી સ્ત્રીએ તેમાના થોડાક સીકકા બ્હાર કાઢયા અને તે પર તીક્ષણ ઝડપી નજર



પુન  હાર્લીએ તેને બાથમા જકડી લઇ તેના વાળપર
ચુમી લેવા માડી ( પાનુ ૬૫ )

J A P W

ફેંકી તે બનાવટી નથી એવી ખાત્રી કરી પાછા કોથળીમા નાખ્યા. અને પછી પેજને તેની પોકેટબુક સ્વાધીન કરી

'ઉઘાડીને જોઇ લો સાહેબ! તમારી એકેએક ચીજ સલામત છે અમને એ હુડીઓ નકામી છે"

પેજે પોકેટબુક ઉઘાડી બધા કાગળીઆ સલામત હોવાની ખાત્રી કરી લીધી અને પેલી બાઈ તેને છોડી જવાની અણીપર હતી એવામા તેને અટકાવી તે બોલ્યો. "હુ તમારા મિત્ર મેસ્સમેનને મળવાને ઘણોજ આતુર છુ જો બની શકે તો આજે રાતે પણ એમસં સ્ટાફમા આવવાને હુ તૈયાર છુ

પેલી સ્ત્રીએ તેના પર તીક્ષ્ણ શકભરી નજર ફેંકી પણ પેજ સ્થીર રહ્યો તેના દેખાવથી એ બલાને વિશ્વાસ આવ્યો ને તેણે કહ્યુ "ઠીક હુ ત્યાજ જાઉ છુ તમારે આવવુ હોય તો ચાલો"

"ખુશીથી ચાલો" પેજ તૈયાર થયો

હવે તેઓ થેમ્સ નદીના દક્ષિણ કિનારા પરના જગલી, ગદા, ભયકર અને મવાલી લતામા દાખલ થયા આ રસ્તાપર ફાનસો ન્હોતા પણ કોઈ કોઈ દુકાનમા ટીમટીમ થતી બતીનોજ પ્રકાશ નજરે પડતો હતો અધારાને લીધે કાદવના ઢગલા અને ખાડાઓ પેજ જોઈ શક્યો નહિ તેથી થોડીકવાર સુધી તેણે પોતાની સાથી સાથે ચુપચુપ કદમ ભર્યા કર્યા આ મવાલી લતામાથી પસાર થતા તેને ભારી મુશ્કેલી નડી એકવા તેનો પગ મોટા પત્થર સાથે અથડાયો બીજીવાર તે મુએલા કૂતરા પરથી પસાર થઈ ગયો અને પછી એક ખાબોચીયામા ફસકી પડવાથી તેના મ્હોપર પણ ગંદા કાદવના ડાઘા ઉડયા. આગળ જતા ખરાબ વાસ મારતો કચરો આવ્યો તે જેમ જેમ આગળ જતો ગયો તેમ તેમ અંધકાર વધતોજ ગયો કેમકે દુકાનો બધ થતી જતી હતી અને આકાશમાં એટલું ઘનઘોર થયલુ હતું કે એક તારો પણ દેખાતો ન્હોતો.

ડુલી સ્ટ્રીટમા થોડેક દૂર ગયા પછી ગેલોઝ વીડો (આ બદમાસ બલાને હવે આપણે આજ નામે ઓળખીશુ) મીલ લેનમા ફરી પેજે હવે ચુપકીદી તોડી "આ ભયકર લતો જણાય છે"

"હા જેઓને આદત નહિ હોય તેઓ માટે"

'પણ તમે તો જાણે અહિની દરેક જગાથી માહિતગાર હો તેમ અથડાયા વિના ચાલી શકો છો" પેજે અજબ થઇ પૂછ્યુ

"અહિની તસુએ તસુ જગા મારા પગ નીચે આવી ગઈ છે" જવાબ મળ્યો

"હવે આપણે કયા જઇએ છીએ?" એની ભોમીયણ જમણી બાજુએ ફરતા તેણે ત્રીજો સવાલ કર્યો

'પીકલીડ હેરીગ સ્ટ્રીટ તરફ-"

આ લતામા સઘળા ઘરો બધ હતા અને કોઇ બારીમાથી સહેજ અજવળુ આવતુ ત્યારેજ પેજ કઈ જાતની ગલીમાથી જઇ રહયો છે તેની તેને ખબર પડતી લડનનો તે ભોમિયો હતો તે પગથી તથા નદિના વહી જતા પ્રવાહના અવાજથી તે સમજી શકયો કે અહિથી થેમ્સ નદિ નજીક છે આજ પળે તેને અચાનક એવો ખ્યાલ આવ્યો કે આ ભયકર લતામા એકલા અટુલા માણસને લુટી લઇ અથવા મારી નાખી તેની લાશને નદિના પૂરમા ફેકી દેતા નીચ મવાલીઓને કાણુ અટકાવી શકે? આ વિચારથી પગથી માથા સુધી થરથરી ગયો અને કોઇ કોન્સ્ટેબલ પાછળ આવે છે કે નહિ તે જાણવાને તણે પાછળ નજર કરી પણ અધારૂ એવુ ઘોર હતુ કે ત્રણ ચાર વાર છેટેની ચીજ પણ દેખી શકાતી નહિ

આખરી પેલી બલા હોર્સલીડાઉનના નાકા આગળ થોભી અને પેજને અટકાવી બોલી "અહિયા જરાવાર થોભો"

"શા માટે?" પેજ અજબ થઇ બોલ્યો

"ચૂપ રહો" કહી તેણે પેજને એક ઝાડના થડ પાછળ પોતાની સાથે ઉભો રાખ્યો થોડીક વાર ત્યા મૌન છવાયુ અને પછી કોઇના પગલાનો અવાજ સભળાયો ગેલોઝ વીડોએ એક પુરૂપને ત્યાથી પસાર થતો જોયો અને તે હોસ્તલી ડાઉનમાજ દાખલ થયો તેની ખાત્રી કરી લીધી

"હજુ જરા થોભો" ગેલોઝ વીડો બોલી.

થોડી જ પળમા બીજો માણસ પહેલાના માણસની પેઠેજ ત્યાથી પસાર થયો

પેજ આગળ જવાને આતુર થઈ ગયો હતો પણ ગેલોઝ વીડોએ તેને પકડી રાખ્યો પેજને લાગ્યુ કે પેલા બે માણસો પોલીસના જાસુસોજ હશે એજ વખતે તેને ખ્યાલ આવ્યો કે કદાચ ગેલોઝ વીડો તેના ટાટીઆ થરથરે છે કે નહીં તે જોવા માગતી હશે જો તેને કુશ શક ગયો તો જે ભયકર બદમાસોને પોલીસને સ્વાધીન કરવાને તે તૈયાર થયો હતો તે પેજને એક પળ પણ જીવવા દેશે નહિ એવા ખ્યાલથી તેની છાતી ફૂટી ગઇ આ સમયે તેને હિમ્મત રાખી સ્થિર રહેવાની અસત આવશ્યકતા જણાઇ અને તે સ્થિર સ્વરે બોલ્યો "પણ તમે શા માટે ઉભા રહ્યા છો?"

"ચુપ રહો વધુ પગલા સભળાય છે "ગેલોઝ વીડો બોલી

"પણ મને એ પસદ નથી"

"ચુપ રહો" પેજની સાથીના સ્વરમા દમામની છટા આવી ને તેજ પળે પેજના ગાલપર પીસ્તોલની નળી અડકી પેજ જો ઝાડના થડને અઢેલીને ન ઉભો હોત તો તે ભયથી લથડી પડત તે ચુપચુપ શબ જેવો સ્થિર રહ્યો

એક ત્રીજો માણસ ત્યાથી હોર્સલી ડાઉનમા દાખલ થયો

"હજુ જરા થોભો જો જરા અવાજ કરશો યા એક ડગલુ ભરશો તો પાગલ કુતરાની પેઠે હુ તમને ગોળીથી ઠાર કરીશ" ગેલોઝ વીડો ભયકર પણ ભયકર પણ ધીમા સ્વરે બોલી તેના જુસ્સાથી પેજ સ્તબ્ધ થઈ ગયો જે સ્ત્રીને તેણે ફીક્કી કોમળ અને

સુંદર જોઈ હતી તે આટલી ક્રૂર હશે એવી તેને કલ્પના પણ ન્હોતી. ગેલોઝ વીડોએ તેના ગાલ આગળથી પીસ્તોલ ખેંચી લીધી હતી પણ તેના વર્તનપરથી પેજની ખાત્રી થઇ ચુકી હતી કે અહિંયા તે શું કે ચા કરે તે ચાલવાનું નથી

લગભગ દશ મિનિટ પસાર થઈ ગઈ પણ કોઇ નજરે પડયું નહિ.

“હવે ચાલો” ગેલોઝ વીડો બોલી બન્ને છુપી જગાએથી બહાર નીકળી હોર્સલી ડાઉનમાં દાખલ થયા પેજને હવે બીલકુલ આગળ વધવાની હોસ ન્હોતી. તે ગેલોઝ વીડોને થાપ આપી ઉભો પૂંછડીએ નાસી જવા માગતો હતો કારણ કે હમણાજ જે બે સખસો પસાર થઇ ગયા તે આ બધા જોઇ ગઇ તેથી તેને પોતાની સલામતી જોખમમાં આવેલી જણાઇ તે નાસી જવાનો વિચાર કરતો હતો તેજ પળે તેને બીજા વિચારો આવ્યા તે બી હડમનના ગુસ્સાથી બ્હીતો હતો તેને નોકરી જવાનો ભય લાગતો હતો અને તેને જો બેગલ- મેનને પકડાવી ઇનામમાં ભાગ મેળવવાની લાલચ હતી વળી જો તે નાસી જાય તો તેને દગાબાજ ધારીને ગેલોઝ વીડો પાછળથી ગોળીબાર કરે એ વિચાર પણ તેને ચુપ રાખવાને પુરતો હતો શું કરવું ને શું નહિ તેનો વિચાર કરતો તે ડગલા ભરી રહ્યો હતો એવામાં ગેલોઝ વીડો એક મકાન આગળ ઉભી રહી અને પેજનો હાથ ધીમેથી પકડી તેને બેગર્સ સ્ટાફના દવાજામાં દાખલ કરતા બોલી. ‘ચાલો આપણે આવી પહોંચ્યા”



# પ્રકરણ ૯ મું.

## મવાલીઓનો અડ્ડો.

એક મોટા, ગંદા અને ઝાંખી બતીવાળા ઓરડામાં એક ટેબલ પર કેટલાક સ્ત્રી પુરૂષો બેઠા હતા બધાની સામે દારૂના પ્યાલાઓ અને બાટલીઓ પડી હતી અને કેટલાકો રાતનું વાળુ કરતા હતા

ૠતુ ઠંડી હતી પણ આ જગ્યાએ સખ્ત ગરમી પડતી હતી કેમકે એક ખૂણાપર પડેલી સગડીમાં ધગધગતા અંગારા બળી રહ્યા હતા અને આખા ઓરડામાં બેઠેલા માણસો સીગાર પીને ધુમાડા કાઢી વાતાવરણ ગરમ કરતા હતા જમીનપર કચરો અને ધુળ ભેગા થયા હતા છત પર કાળા કાળા ડાઘ પડયા હતા અને વાસ એવી મારતી હતી કે પેજ ત્યાં પગ મુકતાંજ ગુંગળાઇ ગયો.

ગલીની છેક નજીક આવેલા ઓરડાને એક લાંબી સાંકડી બારી હતી જે પર એકવાર લીલો પરદો લટકતો હતો પણ હવે તે એટલો ગંદો થઇ ગયો હતો કે તેનો અસલ રંગ કયો હશે તેની કલ્પના થઇ શકતી નહિ તેની સામે દારૂ વેચવાનો કાઉન્ટર હતો અને તેની પાછળ મરગરદાસોને બેસવાનું 'દિવાનખાનું" હતું

બારમાં એક જાડો, લાલ મ્હોવાળો, મવાલી જેવો પુરૂષ ઉભો હતો તેના માથાપર ગંદી ટોપી હતી અને મ્હોંમાં ટુંકી પાઇપ હતી ગરમીને લીધે ડગલો કાઢી નાખી તે ખમીસની બાંહે ચઢાવી ઉભો હતો તેના ચહેરામાં દુષ્ટતાની છાપ સ્પષ્ઠ જણાતી હતી અને તેનું લાલ નાક કસમપૂર્વક ખાત્રી આપતું હતું કે તે તેના દારૂનો ઓછો શોખીન ન્હોતો.

આ માણસ બેબસં સ્ટારૂનો માલીક હતો તેનું ખરૂં નામ સ્ટીફન પ્રાઇસ હતું અને પીઠાના બારણાપર તે લખેલું હતું છતાં તેને તેના ધરાકો "બીગ બેગરમેન" (મોટા ભીખારી) ના નામથીજ ઓળખતા તેને તેના ધંધામાં તેની સોળ સતર વર્ષની દીકરી મદદ કરતી હતી એ દીકરી પણ બાપના જેવીજ હતી તેના લાલ વાળ એટલા વીંખરાયલા હતા કે તે નરી વાધરણ જેવી લાગતી અને

કોઇ દિવસ તેણે કામકી જોઇ હશે કે કેમ તે વિષે શંકા ઉત્પન્ન થતી તેના ગંદા હાથ અને ગંદુ મ્હોં જોનારને એમજ લાગતું કે તેને સાબુ સાથે ભયંકર દુશ્મનાવટ હશે! તેનો ગાઉન અગાઉથી ખુલ્લો હોવાથી તેની છાતી અને ગરદન ખુલ્લાં દેખાતાં તેનું નામ મેરી હતું પણ અહિંયાં તે કેરોટી પોલ અથવા કેરોટને નામેજ ઓળખાતી

બારણાંની પાછળની દીવાલપર અભરાઇઓ હતી અને તેપર જુદી જુદી જાતના શરાબોની બાટલીઓ ગોઠવવામાં આવી હતી તમાકુનાં ડબ્બા, સીગરેટ અને સીગારની પેટીઓ, રકાબીઓ અને પ્યાલીઓ પણ એજ અભરાઇઓ પર ગોઠવી હતી

દારૂ વેચનારના કાઉન્ટર આગળથી દારૂ પીવાના દિવાનખાનામાં જવા માટે એક નાનું બારણું હતું અને તેપર નીચેની કવિતા લખવામાં આવી હતી —

હાથમાં પ્યાલી બગલમાં તું અને રોટી,
મળે જો યાર! તો દુનિયા મહિં જન્નત વસાવી લો.

આ નામચીન પીઠામાં આવતા મરદોના મ્હોંપર બદમાસી અને નીશાબાજીનાં ચિન્હો હતાં સ્ત્રીઓના મ્હોંપર વ્યભિચાર અને નીચતા જણાતી હતી ઘણાખરાં સ્ત્રી પુરૂષો ચીથરે હાલજ હતાં કેટલાકનો પોષાક સારો હતો પણ અનીતિ અને બદમાસીનો સીક્કો બધાપર પડી ચુકયો હતો નવા આવનારને આ બદમાસોમાં કોઇ પણ સારો માણસ હશે એવી આશા ઉપજતી તો તે તેઓની વાતચીત સાંભળી તરતજ નાબુદ થઇ જતી ત્યાં બેઠેલી સ્ત્રીઓમાં લજ્જાનું નામ નિશાન ન્હોતું ઉલટું તેઓ અનેક આશકોની માશુકા હોવાની વાત મગરૂરી સાથે કરતી અને પુરૂષો કરતાં પોતે ઉતરતી નથી એવું બતાવવાને એવી નીચ ભાષા વાપરતી કે ભલભલા બદમાસને કાને હાથ દેવા પડતા કેટલીક યુવાન અને ખુબસુરત રમણીઓ નયનના ઇસારાથી પોતાના સાથીઓને પાગલ કરી વધુને વધુ દારૂ પાઇ વધુ પૈસા ખરચવાને લલચાવતી હતી અને લગભગ અડધો ડઝન ચોરો અને ખીસા કાતરૂઓ હરામના પૈસાથી આવી ચઢેલ વાદરીઓ સાથે ચમન કરી રહ્યા હતા કેટલીક સ્ત્રીઓ પોતાના

આશકોના ખોળા પર બેસી શરાબ ઢીંચી રહી હતી અને તેમની ગરદન પર કોનો હાથ પડયો છે તેનુ પણ તેમને નીશામા ભાન ન્હોતુ

આ ભયકર સ્થળે ગેલોઝ વીડો સાથે પેજ દાખલ થયો ત્યારે ધુમાડાના ગોટામા પ્રથમ ને કઇ ચીજ જોઇ શકયો નહિ પણ થોડીજ મિનિટમા તે બધા સ્ત્રી પુરૂષોને જોઇ શકયો અને એક પળ તેનુ આખુ શરીર ધ્રુજી ઉઠયું

આ સ્થલેથી વીજળીક વેગે નાસી જવાનુ તેને ફરીથી મન થયુ પણ ગેલોઝવીડોની પીસ્તોલ યાદ આવતા તે થભી ગયો જો એ દુષ્ટ બલાને કઇ શક જશે તો પેજ જીવતો ન જવા પામે એવી તેની ખાત્રી થઇ ચુકી હતી તેથી ગમે તેમ થાય પણ હવે ભીજવેલુ માથુ મુડાવ્યા વિના તેને બીજો રસ્તો જણાયો નહિ

ભવાનીઓના એ અડ્ડામા પગ મુકતાજ ત્યાના સ્ત્રી પુરૂષોએ ગેલોઝ વીડોને હસીહસીને આવકાર આપ્યો બે ત્રણ જણે તેને બાજુમા લઇ જઇ તેના નવા સાથી વિષે કઈ પુછપરછ કરી લીધી અને પેજને લાગ્યુ કે અત્યાર સુધી તેના વર્તનથી પેલી બલાને કઇ શક ગયો ન્હોતો ગેલોઝવીડો તેને હાથના ઇસારાથી સમજાવી બારના ઓરડા આગળ લઇ ગઇ પીઠાવાળાની દીકરી કેરોટી પોલ મયખાનામા જવાનુ બારણુ ઉઘાડી ઉભી રહી અને ગેલોઝવીડો તેના તરફ જોઇ મર્મિક હાસ્ય કરી પેજની સાથે શરાબખાનામા દાખલ થઇ બને દાખલ થતા દ્વાર બધ કરી બીગ બેગરમેન તેમની તહેનાતમા હાજર થયો પેજે જોયુ કે આ ઓરડો ભાગ્યે ત્રણ માણુસ બેસી શકે એટલો નાનો હતો અને તેમા ફકત એકજ મીણબતી સળગતી હતી દિવાલો ધુમાડા અને કચરાથી કાળી પડી ગઇ હતી જમીનપર ધુળ ભેગી થઇ હતી અને ફરનીચર જીનુ અને ભાગ્યુ તુટયુ હતુ એ ઓરડાને બીજે નાકે એક નાનુ અને નીચુ બારણુ આવેલુ હતુ

“શા સમાચાર છે પ્યારી જાન !–” બીગ બેગરમેને ગેલોઝવીડો સાથે ગાઢ મિત્રાચારી બતાવતા પૂછ્યુ “અને આ નવા રાવસાહેબ કોણુ છે ?”

"...મુકવાળો કીસ્સો?" ખુરશીપર બેસતાં પેગી-ડાઉન્સ બોલી.
"શું? હજુ એ કીસ્સાનો નીકાલ આવ્યો નથી?" એગરમેને તાજુબ થઇ પૂછ્યું

"નીકાલ તો થઇ ગયો છે પણ આ સખસ મારા માણુસને મળવા માગે છે ખરી વાત એ છે કે મને કઇક શક ઉપજ્યો છે. મને લાગે છે કે કઇક જાળ છે તેથી પહેલા એને કસી જોવાની જરૂર છે."

"એમ છે? તો મને જોવા દે જો એ દગાબાજ હશે તો એના ચહેરાપરથીજ હુ પારખી કાઢીશ તુ જાણેછ તો ખરી કે આપણી સાથે દગો રમીને કોઈ જીવતો રહ્યો નથી–" એમ કહી પેજનો ચેહેરો જોવા માટે તે પીઠાના મવાલી માલીકે હાથમા મીણબત્તી લીધી. તેના શબ્દો સાભળતાજ પેજનુ લોહી ઠરી ગયુ હતુ. પણ જો આ સમયે ચહેરામા જરાપણ ફેરફાર થશે તો જાન જશે એવા ભયથી તેણે સઘળી હિંમત એકઠી કરી અને બીગ એગરમેનની તીક્ષ્ણ આખો સામે સરલતાથી જોઈ રહ્યો તેણે સામે એવી તીક્ષ્ણ અને સ્થિર નજર ફેકી કે આવી ભયકર કસોટીમાથી તે કેમ પસાર થયો હશે તેની તેને પોતાનેજ અજાયબી લાગી.

"ઇટસ ઑલ રાઈટ " ટેબલપર મીણબતી મૂકતો એગરમેન બોલ્યો "એ કહેવા શુ માગે છે તે તો જોઇએ વારૂ, એ દારૂ બારૂ લેશે?"

"ખુશીથી" પેજ બોલી ઉઠયો, અને તેણે ગજવામા હાથ નાખ્યો

"પોટ?" પીઠાવાળાએ ગેલોઝવીડો તરફ જોઇ પૂછ્યુ અને તેણે ઊંકુ હલાવી હા પાડતા તરત પોર્ટવાઇનની બાટલી હાજર થઇ ત્રણ ગ્લાસ ટેબલ પર મુકી, ખુરશીપર બેસી, પેજને બીજી ખુરશીપર બેસવાનુ કહી પ્યાલી ભરતો તે મવાલી બોલ્યો "હવે શરાબ પી લો અને તમારી વાત કરો"

"શરાબ લહેજતદાર છે" પોર્ટવાઇન ખરાબ હોવા છતા ગ્લાસ ખાલી કરી તેની તારીફ કરતો પેજ બોલ્યો "હવે હું મુદ્દાપર આવીશ પહેલી વાત તો એ છે કે ધારો કે તમે ને તમારા સાથીઓ હુ જે યોજના કહેવાનો છુ તેમા જોડાવાની ના પાડો તો મારી વાત તમે ખાનગી રાખશો તેની જામીનગીરી શી છે?"

"આવો સવાલ પૂછવાની આ જગાજ નથી દોસ્ત !" બીગ બેગરમેન બોલ્યા. "વિશ્વાસઘાત અથવા દગો કરનારની છાતીમાં કાતીલ છુરીનો ત્રણ ઇંચ ઉંડો જખમ અમે ઇનામમાં આપીએ છીએ અને થેમ્સ નદી નજીકજ વહી જાય છે એટલે એવા દગાબાજોની લાશને ઠેકાણે પાડતા મુશ્કેલી નડતી નથી"

"ઠીક ત્યારે હું તમારા પર વિશ્વાસ રાખીશ" બાહોશીથી આખો નાટક ભજવવાનો નિશ્ચય કરી પેજ બોલ્યો "વાત એમ છે કે હું એક ત્રાવેલીંગ એજન્ટ છું –"

"ને હડસનને મોર્લીના નોકર છો–તમારૂં નામ પેજ–વારૂ પછી ?" બેગરમેન વચ્ચે બોલી ઉઠયો

"તમે એ બધું શી રીતે જાણ્યું ?"

"તમારી પોકેટ બુકપરથી અમે એનું પાને પાનું તપાસી જોયું હતું—" પીઠાવાળાએ જવાબ વાળ્યો

"બરાબર !–" પેજે આગળ ચલાવ્યું "પોકેટ બુકમાના બીલો ચોરાવાથી મારા માલીકોને કુદરતી રીતે એટલો બધો શક ગયો કે તેઓએ આખો હિસાબ જોવાની માગણી કરી અને હું આખો હિસાબ બતાવવાને તૈયાર ન્હોતો –"

"તમારા જેવા ઘણાની દશા એવીજ હોય છે–વારૂ પછી ?"

"હા તમારી વાત સાચી છે અમે ખાનાર પીનાર લ્હેરી બહુ રહ્યા"

"મ્હેરબાની કરી મુદ્દાની વાત આગળ ચલાવો–" ગેંગોઝવીડો અધીરી થઇ બરાડી

"માફ કરો બાનુ !–" પેજ હસીને બોલ્યો "વાત એમ છે કે હું કફોડી હાલતમાં આવી પડયો છું મારા હિસાબમા ઘોટાળો છે ને પરમ દિને જો બસો પાઉંડ ન ભરાય તો મારે વગર ભાડાની કોટડીમા જવું પડે એવો મામલો છે."

"એટલે તમે મીયાની જુતી મીયાને શીર મારવા માટે તમારા શેઠની તીજોરીને કાણું પડાવવા માગો છો ને ? હું તમારી વાત સમજી ગયો" બીગ બેગરમેને હસીને કહ્યું

"હા તમે આગ મનની વાત બરાબર સમજી ગયા હવે નોકરી તો જવાનીજ છે, કોર્ટ પણ એવી પડવાની—પછી નાણામા ખોટાળા કરવાનો આરોપ મૂકાય કે ચોરી કરવાનો તેની પરવા કરવાની શી જરૂર છે?"

"મરદ બચ્ચા જેવી વાત કરી દીકરા!" પીઠાવાળો પેજ તરફ પ્રશસાની લાગણીથી જોઇ બોલ્યો અને પછી ગેલોઝ વીડો તરફ નજર ફેરવી તેણે કહ્યુ "આ ગૃહસ્થ એના શેઠને ત્યા ચોરી કરવામા આપણને મદદ કરશે એટલે એની કપનીમા રોકડ રકમ કયા રાખવામા આવે છે તે એ જાણતાજ હશે"

"હુ જાણુ છુ અને મારી ખાત્રી છે કે કોઇપણ વખતે ૭૦૦ કે ૮૦૦ પાઉડથી ઓછી રકમ કૅશ બોક્ષમા હોતી નથી જો ફતેહની ખાત્રી ન હોય તો એવુ જોખમ ખેડવા જેટલો હું મુર્ખો નથી"

"હવે એને મેગ્સમેન પાસે જવા દો" ગેલોઝવીડોની આગલી બધી શકા નાબુદ થવાથી તે બોલી "ચાલો, મારી સાથે ચાલો સાહેબ!"

તે ઉભી થઇ અને ઓરડાને નાકેનુ નાનું બારણું ઉઘાડી ઉભી રહી "મીણબતી સાથે લઇ જા—હુ બારમા રહીશ કેમકે આજે ઘરાકોની તુટાતુટ છે" સીગરમેન બોલ્યો

ગેલોઝવીડોએ હાથમા મીણબતી લીધી અને તે પેલા નાના બારણામાથી બહાર નીકળી એક સાકડા અને સીધા દાદરપરથી ઉપર ચઢવા લાગી પેજ આ દાદરના પગથીયા ચઢતા પેલો જાડો બેગરમેન ત્યાથી શી રીતે પસાર થતો હશે એ ખ્યાલથી અજબ થયો

પહેલે માળે જતા બે નાના બારણા જણાયા ગેલોઝવીડો ત્યા ન થોભતા બીજો દાદર ચઢવા લાગી અને ઉપર જઇ તે એક કાતરીયામા દાખલ થઈ તેઓ જે બારણામાથી ત્યા દાખલ થયા હતા તે સિવાય બીજુ કોઇ દ્વાર ન હોવાથી પેજ સમજ્યો કે મેગ્સમેન અહિંજ છુપાઇ રહેલો હશે પણ નહિ તેની ભૂલ થતી હતી

કાતરીયામા ગયા પછી ગેલોઝવીડોએ પેજના હાથમા મીણબતી આપી અને પોતે ત્યા પડેલો ઘાસનો ઢગલો દૂર ફેકી એક છુપુ બારણુ ઉઘાડયુ અને હવે તે પાછી એક છુપો દાદર ઉતરવા લાગી

પેજ ગેલોઝવીડોની પાછળ પાછળ દાદર ઉતરવા લાગ્યો પણ આ પળે તેને એવો ખ્યાલ આવ્યો કે જો મેગ્સમેનને કઇ શક જશે તો આ ભેદી, ભયંકર અને છૂપા સ્થલે પોલીસ અમલદારો શી રીતે આવશે ? પુન તેનુ આખુ શરીર ભયથી થરથરી ગયુ પણ હવે છેલ્લે પાટલે બેઠા વિના છુટકોજ નથી એમ ધારી તે હિમ્મત રાખી દાદર ઉતરવા લાગ્યો એ દાદરને નાકે જતાજ ગેલોઝવીડોએ એક બારણુ ઉઘાડયુ અને તેજ પળે પેજ લડનના મહાન મવાલી—જો મેગ્સમેનની હાજરીમા ખડો થયો

લડનનો એ પ્રખ્યાત દાદો, મવાલી અને લુટારો એક નાના ઓરડામા બેઠો હતો પેજે અત્યાર સુધી જોયલા ઓરડાઓ કરતા આ ઓરડામા ઠીકઠાક રાચ રચીલુ ગોઠવવામા આવ્યુ હતુ પલગપર સ્વચ્છ બીછાનુ પડયુ હતુ જમીનપર શેતરજી પાથરેલી હતી નાની બારીપર જાડો પરદો લટકતો હતો અને દીવાલોપર રગબેરગી ચિત્રો ચોટાડેલા હતા

મેગ્સમેનની ઉમ્મર આશરે ચાલીસેક વર્ષની હતી તેનો બાધો ઉચો અને કદાવર હતો તેના કાળા વાળ સીધીના વાળ જેવા બરબચડા અને સખ્ત હતા તેની ઝીણી ચુચી આખોપર મોટી કાળી કાળી પાપણો હતી અને મ્હોપર મોટા થોભીઆ હતા તેણે ગદા કપડા બેદરકારીથી પહેર્યા હતા અને પેજને લઇ ગેલોઝવીડો આવી ત્યારે તે આરામ ખુરશીપર પડી પાઇપ પી રહ્યો હતો

"ઓહ ! તમે ! આવો, આવો ગઇ રાતે તમને જોયા પછી હુ ભૂલી ગયો નથી ખુશીથી આવો ને જે કહેવાનુ હોય તે કહો લીઝી ! ડીઅર ! જરા છાટોપાણી લાવ તો !—"

ગેલોઝવીડોને તે "લીઝી ડીઅર" કહેતો તેનો હુકમ થતાજ તેની માશુકે એક ટેબલપર ત્રણ પ્યાલા અને દારૂની બાટલી મૂકી દીધી અને પછી પોતે પોતાના આશકની બાજુમા બેઠી

"પોકેટ બુકનો મામલો તો પતી ગયોને ?" મેગ્સમેને પૂછયુ

"હા આ પૈસા—" કહી ગેલોઝવીડોએ ૫૦ ગીનીની કોથળી બ્હાર કાઢી જે લઈ મેગ્સમેને બેદરકારીથી બીછાનાપર ફેકી "આ

ગૃહસ્થ એક બીજુ કામ કરાવવા માગે છે બેગરમેને એમની વાત સાભળી છે અને અમે બન્નેને એમ લાગ્યુ કે એમને વગર વિલબે તમારી સાથે મેળવવાની જરૂર છે ”

“કામ કઈ જાતનુ છે ?” મવાલીના સરદારે પૂછયુ

પેજે બીગરમેનને કહેલી વાત અથથી ઇતિ સુધી પાછી કહી સભળાવી

“તને કેમ લાગે છે લીઝી ?” મવાલીએ પોતાની માશૂકનો મત માગ્યો

“મને બધુ ઠીકઠાક લાગે છે, નહિ તો હુ એને અહિ લઈ ન આવત ’ ગેલોશવીડોએ જવાબ વાળ્યો “તેમ છતા મારે કહેવુ જોઇએ કે અમે આ ઘરમા દાખલ થયા તે પહેલા મને શક ઉપજ્યો હતો કોઇ અજાણ્યાને અહિ લાવતી વખતે મારા હમેશના ધારા પ્રમાણે હુ આજે પણ એક અધારી જગ્યાએ થોભી ગઇ હતી અને અમે થોભ્યા પછી એક, પછી બીજો ને પછી ત્રીજો એમ ત્રણ મખસો પસાર થઇ ગયા હતા એ ત્રણ જણ પોલીસ કોન્સ્ટેબલો હતા કે નહિ તે અધારાને લીધે જણાયુ ન્હોતુ પણ એ ત્રણે જણ હોસલી ડાઉનમા ગયા હતા તે મને ઠીક લાગ્યુ ન્હોતુ ”

પુન પેજની કસોટીનો વારો આવ્યો મેગ્સમેને શકાભરી નજરે નહિ પણ તીક્ષ્ણ નજરે, જાણે પેજના દીલનો ભેદ જાણવા માગતો હોય તેમ તેના પર નજર ઠેરવી અને પેજ હિમ્મતથી જરા પણ ભયભીત થયા વિના તેની સામે જોઇ રહ્યો મેગ્સમેનને સતોષ થયો હોય એમ લાગ્યુ એટલે પેજના જીવમા જીવ આવ્યો

“તમે આ કામ શી રીતે પાર પાડવા માગો છો ?” મેગ્સમેને મુદ્દાની વાત ઉપાડી.

“હડસન એન્ડ મોરલીની કપની વુડ સ્ટ્રીટમા આવેલી છે અને તે મકાનમા હડસન રહે છે” પેજે કહ્યુ

‘ રાતે એ મકાનમા કેટલા માણુસો રહે છે ?”

“ત્રણ ! હડસન, એક હજુરીયો અને ત્રીજો પોર્ટર જે રાધણીમા સુએ છે ”

“તેની પાસે બદુક રહે છે ?”

"તેની મને ખબર નથી પણ રસ્તાપર આખી રાત ચોકીદાર પહેરો ભરે છે મહોલ્લના રહીશો તેને પગાર આપે છે."

"અને તેટલા માટે તે આ નાકાથી પેલા નાકા સુધી આટા મારે છે એટલે કે તે પેલે નાકે જાય ત્યારે આ નાકે આપણે કામ શરૂ કરી શકીએ" મેગ્સમેને ચાલાકી બતાવી

"હા બરાબર છે કેશબોક્ષ પાછળના ગોડાઉનમા દીવાલની અંદર ગબેલી લોખડની તીજોરીમા છે એ તીજોરીનુ તાળુ તોડતા જરા મુસ્કેલી નડશે"

"તેની તમે ચિતા ન કરો.. લીઝી! મને તાળા તોડતા કદિ મુશ્કેલી નડી છે?"

"નહિ–' કહી ગેલોઝવીડોએ એવુ વિકટ હાસ્ય કર્યું કે આ સ્ત્રી ગમે તેવા નીચ કામ કરતા ન ડરે એમ પેજને લાગ્યુ

"મકાનમા દાખલ કયાથી થવુ?" મેગ્સમેન થોડીકવાર પછી બોલ્યો

"એજ મુશ્કેલી છે આગલો દરવાજો તો ઘણો મજબુત છે અને પાછળના ગોડાઉનની બારીના સળીઆ પણ જેવા તેવા નથી જો વધુ અવાજ થાય તો નીચેનો પોર્ટર જરૂર જાગી જાય–"

"પાછળથી મકાનમા દાખલ થવાનો કોઇ રસ્તો નથી?"

"નહિં"

"તો આગલે બારણેથીજ દાખલ થઇશુ ગમે તેમ કરીને એકાદ બારી તોડી એક નાના છોકરાને ચોકીદાર બીજે નાકે હોય ત્યારે અદર દાખલ કરી દેવો પડશે પછી એ છોકરો બારણુ ખોલશે એટલે આપણે દાખલ થઇશુ આ રસ્તો જરા જોખમ ભર્યો છે પણ એવા તો મે ઘણા કામ કર્યા છે"

ગેલોઝવીડો અત્રે ધીમુ વિકટ હાસ્ય હસી

"વારૂ, હવે આવતી કાલે રાતે આશરે બાર વાગે તમે કયા મળશો?"

"તમે કહો ત્યા હુ હાજર થઇશ" પેજે મેગ્સમેનને વધુ ખાત્રી આપવાના ઇરાદાથી કહ્યુ

મેગસમેને થોડીકપળ વિચાર કરી કહ્યુ "અબ સ્ટ્રીટમા ફ્રીચીન કેન નામનો એક અડ્ડો છે ત્યા પોણાબાર વાગે આવજો પણ આ કપડા ના પહેરતા જેમ બને તેમ ગંદા મવાલી જેવા પોષાકમા આવજો"

"વારૂ-તેમ કરીશ"

"તમે અમારા જેવાજ છો એવો દેખાવ કરજો ફ્રીચીન કેન જુવાન મવાલીઓનો અડ્ડો છે ને પોણા બાર વાગે ત્યા ઘણા નાના ખીસા ખાતરૂ હશે માટે ભીખારી ને મવાલી જેવાજ થઇ આવજો" મેગ્સમેને વધુ સુચના આપી

"હુ તમારા કહેવા પ્રમાણેજ કરીશ"

"ચાલો ત્યારે સાહેબજી!–" કહી તે મવાલીના સરદારે પેજ તરફ પોતાનો લાબો કદાવર હાથ લબાવ્યો જે હાથમા લઇ શેકહેંડ કરવાની પેજને ફરજ પડી શેકહેડ કરી તે બ્હાર જવા માટે બારણા આગળ ગયો તેજ પળે અત્યત ધીમે સ્વરે મેગ્સમેને ગેલોઝ-વીડોના કાનમા કહ્યું

"આની પાછળ એક ચુહાને મોકલજો"

ગેલોઝવીડોએ પોતાના આશક તરફ મર્મભરી નજર ફેંકી અને પછી તરતજ મીણબતી લઇ પેજની સાથી થઇ બન્ને આવ્યા હતા તેજ રસ્તે પાછા ગયા અને પેજ, બીગ બેગરમેન, તેની જુવાન દીકરી અને ગેલોઝવીડોને સલામ કરી બેગર્સ સ્ટાફમાથી જીવતો બ્હાર પડયો!

તે ભાગ્યેજ દશ ડગલા ગયો હશે કે એક નાનો છોકરો બેગર્સ સ્ટાફમાથી બીલાડીની પેઠે બ્હાર નીકળ્યો અને પેજને ખ્યાલ પણ ન આવે એવી રીતે તેની પાછળ પાછળ જવા લાગ્યો

પોલીસ અમલદાર મમલે અને તેના કોન્સ્ટેબલો આટલા ચુપ કેમ રહ્યા હશે તે વિષે વિચાર કરતો પેજ હોર્સલી ડાઉનને નાકે ગયો અને પીકલીડ હેરીંગ સ્ટ્રીટમા દાખલ થતો હતો એવામા કોઇએ ધીમે સ્વરે બુમ મારી 'કોણ મી૦ પેજ?"

"હા" પેજે જવાબ વાળ્યો જે જગ્યાએ પેજને લઇ ગેલોઝવીડો છૂપાઇ હતી અને ત્રણ સખસો પસાર થઇ ગયા હતા તેજ જગ્યાએ એક પોલીસ અમલદાર પેજની રાહ જોતો છૂપાયો હતો

"અહિ આવો મી૦ પેજ! મી૦ અમલેએ તમને જોવા માટે મને અહિ મોકલ્યો છે બીજો એક માણસ અહિથી થોડે દુર હશે. મી૦ અમલેનો મત એવો છે કે આજે રાતે ત્યા ઘણા માણસો છે એટલે છાપો મારવામા સાર નથી કાલે વાત!–"

"હા મે બધુ નક્કી કર્યું છે કાલે મેગ્સમેન જરૂર આપણા પઝામા સપડાશે" પેજ મલકાઇને બોલ્યો

"ઠીક ત્યારે ગુડનાઇટ!"

"ગુડનાઇટ!"

પેજ અને પોલીસ અમલદાર પોત પોતાને રસ્તે ગયા બીજી બાજુએ પેજની પાછળ પડેલો ચુહો બેગર્સ સ્ટાફમા જઇને પેજ અને પોલીસ અમલદાર વચ્ચે થયલી વાત અક્ષરે અક્ષર કહી આવ્યો



## પ્રકરણ ૯ મું.

### પહેલો પ્રેમ.

હવે એજવર રોડ પર "સ્વર્ગસદન" અથવા "પેરેડાઇઝ વીલાઝ"મા રહેતી પેલી બે સુદર બ્હેનો–ઓકટેવીયા અને પોલીન તરફ આપણે નજર કરીશુ વાચનારને યાદ હશે કે પેલી કુમારી કન્યા (મિસીસ મોરડોટ) ને ગાડીમા જોઈ અકસ્માતવાળી ગતે પેલો ભેદી સખસ હાર્લી બન્ને બ્હેનોની મીઠી મહેમાનગીરી ચાખી અચાનક પોલ થઇ ગયો હતો મીસીસ મોરડોટને લઇ મીસીસ સ્મીથ વિદાય થઈ ત્યાર પછી થોડાક કલાક પછીની આ વાત છે

બંને બ્હેનો પાછલા પહોરે નાસ્તો લેવાની તૈયારી કરતી પાછલા ઓરડામા બેઠી હતી એવામા બગીચાની સામે એક ઘોડા-ગાડી આવી ઉભી રહી અને તેમાથી એક કાળા વસ્ત્રમા સજ થયલો સખસ ઝડપથી ઉતરી બગીચામા દાખલ થયો બારણા પર ટકોરા મારતા એક દાસીએ દ્વાર ખોલ્યા અને પેલો માણસ કે જે કોઇ અમીર યા રાજવશીના હજુરીયા જેવો લાગતો હતો તેણે મિસ કલેરડનને મળવાની માગણી કરી દાસી તરતજ તેને પેલી બે યુવાન બ્હેનોવાળા ઓરડામા લઈ ગઈ

"બાનુઓ!" નીચા વળીને નમન કરી માનભર્યા સ્વરે હજુરીઓ બોલ્યો "હુ મીસ હાર્લીનો નોકર છુ પરમ દિને રાતે મારા શેઠ અચાનક ચાલ્યા ગયા તે માટે તમારી માફી માગવાને તેમણે મને અહિ મોકલ્યો છે મારા શેઠ એમ અચાનક શા માટે ચાલ્યા ગયા તે તેઓ જાતેજ તમને કહેશે તેમણે મારી સાથે થોડાક ફળફળાદિ મોકલ્યા છે જે ભેટ તમે સ્વીકારશો એવી તેમને આશા છે છેવટે તેમણે કહેવડાવ્યુ છે કે આજે સાજે જો તમને ફુરસદ હોય તો મારા શેઠ જાતે તમારી મુલાકાત લઇને પોતાની ભેદી વિદાય માટે ખુલાસો કરવા ચાહે છે" આટલુ કહી હજુરીવાએ ફળફળાદિની ભેટ ટેબલ પર નજર કરી

"મી૦ હાર્લીને અમારા અભિનદન સહિત કહેજો કે વિવેકને ખાતર અમે તેમની ભેટ સ્વીકારીએ છીએ પણ અમારી નજીવી

મહેમાનગીરીનો બદલો વાળવાની તેમણે જે ત લીધીછે તેથી અમને દુ ખ થયુ છે–" મી૦ હાર્લીના નોકરનો વાત સાભળી અનિર્વચનીય આનદથી પ્રફુલ્લ થતી ઓકટેવિયા બોલી "આજે સાજે અમને કઇ કામ નથી પણ જો એ રાતની મી૦ હાર્લીની અચાનક વિદાય વિષેજ ખુનાસો કરવાને તેઓ આવવાના હોય તો તેમને કહેજો કે નકામી તસ્દી લેવાની જરૂર નથી"

"તમારો સદેશો હુ શબ્દે શબ્દ પહોચાડીશ મીસ ક્લેરડન !–" મી૦ હાર્લીનો નોકર બોલ્યો "મારા શેઠે અકસ્માતમા સપડાયલી સ્ત્રીઓની પણ ખબર પુછાવી છે"

"તેમને કઇ ઇજા થઇ નથી અને હવે તેઓ અહિંથી ચાલી ગઇ છે" ઓકટેવીયાએ જવાબ આપ્યો

"માફ કરજો બાનુ !–" કહી ફરીથી નીચા વળીને સલામ કરી નોકર ત્યાથી વિદાય થયો

બન્ને બ્હેનો હવે મી૦ હાર્લીની ભેટ જોવા લાગી તાજા મધુર સ્વાદિષ્ટ ફળો જોઇ બનેને લાગ્યુ કે આ ફ્રુટસ કોવેન્ટ ગાડન માર્કેટના હશે અને તેની કિમ્મત વીશ ગીનીથી ઓછી નહિ હોય. મી૦ હાર્લીના નજરાણાથી બને બ્હેનોને સતોષ થયો ઓકટેવીયાએ પરમ દિને રાતે મી૦ હાર્લી અચાનક છુ થઇ ગયો તે માટે જે સખ્ત શબ્દો વાપર્યા હતા તે માટે તેને પસ્તાવો થવા લાગ્યો અને મી૦ હાર્લી ક્યારે મળે એમ તેનુ હૃદય જખવા લાગ્યુ તે પોતે પણ જાણી શકી નહિ કે હાર્લી તરફ તેને આટલો બધો ભાવ કેમ ઉપજ્યો છે !

સાજે પાચ વાગે શ્રીમત ઉમરાવો અને ઉમરાવજાદીઓમા ફરનાર મહેમાનને ઠીક લાગે એવા શણગાર સજવાની ઓકટેવિયાએ સૂચના કરી અને પોલિન એ વિષે જરા બેદરકાર હતી છતા તેણે એ વાત માન્ય રાખી બનેએ સુદરમા સુદર વસ્ત્રો ધારણ કર્યાં અને મિસીસ સ્મિથે જે અલકારો ભેટ આપ્યા હતા તે પહેરવાથી બને બ્હેનોની ખુબસુરતી અજબ કામણગારી થઇ ગઇ ! આજના જેટલી તેમની ખુબસુરતી કદિ ખીલી નહોતી તેમના ખુશ્રા અને

મોહક ખભાપર લાંબા વાળના ઝુલફા લટકી રહ્યા હતા અને છાતીપર પણ વાળોની લટો નાચી રહી હતી બન્નેને જોતા કોઇ પણ અનુભવી આંખ કહી શકત કે ઓકટેવિયાએ આજે શણગાર સજવામા કઇ કચાશ રાખી નહોતી પોલિન આયનામા પોતાનુ વદન સુંદર દેખાય છે એટલાથી સતોષ માની બેઠી હતી પણ ઓકટેવિયાએ તો જાણે મનમોહનને રીઝવવા માટેજ તૈયારી કરતી હોય તેમ શણગાર સજવામા પોતાની સઘળી કુશળતા ખર્ચી નાખી હતી તેના લાંબા ચળકતા રેશમ જેવા નરમ વાળો આટલી કાળજીથી તેણે કદિ ગુથ્યા નહોતા. તેની ઉંડી નીલી આંખો જેમા હમણા અજબ અધીરાઇ તરવરી રહી હતી તેની મોહકતા જોતી તે આયના સામે કદિ પણ આટલો વખત ઉભી નહોતી વળી કઇ જાતના સ્મિતથી તેના રકત પ્રવાલસમ ઓષ્ઠની સુંદરતા વધુ લાગશે અથવા કેવા હાસ્યથી તેના દાડમ કલિ જેવા દાંતો સુંદર રીતે બીજાની નજરે પડશે તેના પ્રયોગો આયનાની સામે ઉભીને તેણે આજે પહેલીજ વાર કરી જોયા શણગાર સજ્યા પછી તેણે પોતાના પ્રતિબિબ પર નજર ફેંકી અને પોતાની અજબ જેવી મોહકતાથી તે મગરૂર થઇ તેના ગાલ પર વગર કારણે શરમની લાલી ધાઈ આવી અને તેની મોહકતાથી તે આજે કોઇ મહાન વિજય મેળવવાની હોય એમ તેને લાગ્યુ

શણગાર સજી બન્ને બ્હેનો આગલા ખડમા ગઈ અને સગડીની બન્ને બાજુએ બેઉ જણી બેઠી બારીઓ પર પડદા ટાંગી દેવામા આવ્યા હતા ટેબલ પર છુરી કાંટા અને ખાલી રકાબીઓ વિ વ્યવસ્થિત રીતે ગોઠવવામા આવ્યા હતા આ બધુ જોતા એવા આદર્શ ઘરસંસારનો ખ્યાલ આવતો કે કોઇ રાજકુમાર પણ આ બે ગરીબ બ્હેનોની સાથે બેસી સૂકી રોટી ખાવામા લ્હાવો માની લેત

પોલિન એક નવલકથા વાચીને સમય પસાર કરતી હતી અને ઓકટેવિયા પોતાના તાનમાજ મસ્તાન હતી આ ઉંમરે તેને માટે એ સ્વભાવિકજ હતું યુવાનીને આગણે હમણાજ પગ મેલતી ઓકટેવિયા વિચારમા ને વિચારમા અને ભાવી સુખની કલ્પના

ફરતી સોનેરી રેતી પર ભવ્ય મહેલો ચણી રહી હતી તે મી૦ હા
વિષે રમ્ય તરંગોમા લીન થઇ ગઇ હતી મી૦ હાર્લીનો ખુબસુર
ચ્હેરો, તેની વાત કરવાની અદ્દભૂત છટા, તેની અમીરી રીતભા
તેનો મધુર પણ પુરૂષોચિત અવાજ, તેના હાસ્યની અજેય મોહકર
અને તેની મીઠી અમૃતભરી વાચાળતાથી ઓકટેવિયા મુગ્ધ થ
હતી વિચાર સમાધિમા તેને એ પણ યાદ આવ્યુ કે મી૦ હાર
હજી સુધી કુવારો છે એ વાત પ્રથમ મુલાકાત વખતે મી
હાર્લીએજ વાતમા ને વાતમા જણાવી દીધી હતી. એ બીના
સ્મરણ થતા ઓકટેવિયાની છાતીમાથી એક દીર્ઘ નિસાસો નીકળ્યે
તેના ગાલ પર શરમની રતાશ ધસી આવી તેની નાડીઓમાર
જોસથી રકત વહેવા લાગ્યુ તેની છાતી ધમણની પેઠે ઉચી નીચ
થવા લાગી એક પળ તે અજબ થઈ આવા મીઠા સસ્મરણ
નરકાર થવા માટે તે જરા મુઝાઇ પણ ફરીથી
એવાજ વિચારમાજ લીન થઇ ગઇ અને મી૦ હાર્લી તેની રમ
મધુર સ્વપ્ન સૃષ્ટિનો રાજા થઇ બેઠો

અચાનક કોઇએ બારણા પર મોટેથી ટકોરા મારતા પોલિ
વાચનમાથી અને ઓકટેવિયા પોતાની મીઠી સમાધિમાથી બી
થઈ જે માણસ આ પળે ઘરમા આવવાની અણી પર હતો
પોતાના હૃદયનો નાથ થવા દેવા માટે જાણે ઓકટેવિયાનુ અ
ડખતુ હોય એમ તેને લાગ્યુ ફરીથી તેના ગાલ પર રતાશ ધ
આવી અને મી૦ હાર્લી અદર દાખલ થયો તોપણ તે પોતા
આવેશ શાત કરી શકી નહિ

મી૦ હાર્લીએ દીલોજાન મિત્રની ઢબે પોલિનનો હાથ દાબ
પણ ઓકટેવિયાના શરમથી લાલ લાલ થયલા વદન તથા તે
નીચી નમેલી આખો જોઇ તે એટલો બધો મુગ્ધ થઇ ગયો કે તે
તેનો હાથ હોઠ સુધી ઉચક્યો અને તે પર ઉતાવળથી ચુમીની મ્હે
મારી લીધી. આ બનાવ આખના પલકારામા બની ગયો જો
ઓકટેવિયાની નામરજી હોત તો પણ તે હાથ પાછો ખેચી લ
શકત નહિ. પોલિન તો એ ધીમી ગુપ્ત ચુમી જોઇ પણ ન શક

ઓકટેવિયાની સ્વપ્ન સૃષ્ટિ તેને સાચી પડેલી જણાઇ અચાનક તેને અનિર્વાચ્ય, અકલ્પ્ય આનંદનો અનુભવ થયો અને જાણે શીરાઝીનુ જામ પીધુ હોયની તેમ તે બ્રહ્માનંદમા મસ્ત થઇ ગઈ

મી૦ હાર્લી દુનિયાખાધેલ માણસ હતો મનુષ્યના જીવનની લાગણીઓ અને ભેદી આવેશોનો તેણે બારીક અભ્યાસ કર્યો હતો ખાસ કરીને સ્ત્રી હૃદયનો તો તે જબરો ઉસ્તાદ હતો સ્ત્રી હૃદયને પીછાની લઇ તેના એકે એક સુક્ષ્મ આવેશો જાણી લેવા એ હાર્લીને મન સહજ હતુ ઓકટેવિયાનો આવેશ તે જોઇ શક્યો હતો અને તેની ખાત્રી થઇ ગઇ હતી કે તેની બાજી હાર તરફ ઢળતી નથી ઓકટેવિયાએ પોતાનો હાથ પાછો ખેચી લીધો નહોતો હાર્લીએ તે પર ચુમ્બન કર્યું ત્યારે તેણે બુમ પાડી નહોતી તેમ તે ગુસ્સે પણ થઇ નહોતી તેના ગાલ પરની રતાશ નવા આનંદની હતી-ક્રોધની નહોતી તેની આખોમા તોફાન હતું તે પણ મી૦ હાર્લીની નજર બ્હાર નહોતુ ઓકટેવિયાની મોહક છાતી પ્રેમના પ્રથમ ઉચ્છવાસથી ઉચી નીચી થઇ રહી હતી અને તેની નસે નસમા રતિપતિના જાદુઈ ઝંકાર થઇ રહ્યા હતા તેથી હાર્લીને લાગ્યુ કે હવે એ રમણીના પ્રેમની યાચના કરવાનીજ જરૂર છે

ખાણા માટે જે તૈયારી કરી મૂકવામા આવી હતી તે જોઇ મી૦ હાર્લી હસીને બોલ્યો "હમણા મને એક કપ ચ્હાનીજ જરૂર છે" તરતજ પોલિન ચ્હા બનાવવામા રોકાઈ ગઈ અને હાર્લી ઓકટેવિયા સાથે બેઠો

"મી૦ હાર્લી ! તમે-તમે-જે કિમતી ભેટ મોકલી છે તે માટે અમે તમારી ઘણીજ આભારી છીએ-" ગુપ્ત આનંદથી ધ્રુજતા સ્વરે ઓકટેવિયા બોલી

"અહ ! એ તે કઈ તમારે લાયક ભેટ કહેવાય ?" હર્લી હસીને બોલ્યો "મને ઉતાવળમા જેવા મળ્યા એવા ફૂલો મે મોકલી આપ્યા અને તે એટલુજ બતાવવાને કે હુ તમને ભુલ્યો નથી. અને-એ-તમને ભૂલી શકાય ખરા ?" છેલ્લુ વાકય તેણે ધીમેથી ઓકટેવિયાનેજ સંભળાવ્યુ "પણ મે મારી અચાનક વિદાય માટે

તમારી સમક્ષ ખુલાસો કરવાનુ વચન આપ્યુ હતુ હુ ધારૂ છુ કે મારો નોકર એડવર્ડ તમને એ બીના કહી ગયો હશે!"

તમારા નોકરે તમારો સદેશો બરાબર પહોચાડયો હતો પણ અમને કઇ ખુલાસો જોઇતો નથી તમે જાણી જોઇને અવિવેક વાપર્યો હોય એમ હુ માનતીજ નથી" ઓકટેવિયા શરમાતી શરમાતી બોલી

'મારે માટે તમારા આવા ઉમદા અભિપ્રાય માટે આભાર મીસ ક્લેરડન!" મી૦ હાર્લી પોતાની મોહક છટાથી બોલ્યો "છતા મારે તમારા તરફના મારા માનને ખાતર ખુલાસો કરવોજ જોઇએ પ્રથમ એ બે સ્ત્રીઓ કોણ હતી તે હુ જાણવા માગુ છુ"

"એકે મીસીસ સ્મિથ અને બીજીએ મીસીસ મોરડોટનુ નામ આપ્યુ હતુ પણ અમને એ નામ વિષે શક ઉપજ્યો હતો—" પોલિન બોલી

"ખરેખર! તમને શી શકા ઉપજી હતી મીસ પોલિન?" હાર્લીએ પોલિન તરફ તિક્ષણ નજર કરી પૂછયુ

"એજ કે એ કોઇ મોટા ઘરની સ્ત્રીઓ હતી" પોલિન હસીને બોલી અને તેજ પળે તેણે ચ્હાના કપ તૈયાર કર્યા

"બનવા જોગ છે—" શુષ્ક અવાજે મી૦ હાર્લીએ કહ્યુ અને બીજીજ પળે પોતાની મોહક છટાથી તે બોલ્યો "મને લાગે છે કે મિસીસ સ્મિથ યા મિસીસ મોરડોટે મારે વિષે તમને કઈ કહ્યુ નહિ હોય!"

'નહિ એક બોલ પણ નહિ પણ તમે એ સ્ત્રીઓને ઓળખતા હશો! નહિ તો તમે એમ અચાનક નાસી ન જાત!" પોલિન રમતિયાળ ઢબે બોલી

"વાત એમ છે કે એ ભાગેલી ગાડીમા જે સ્ત્રીઓ હતી તે જે બેવફા મિત્રે મને તે દિને આફતમા ફસાવ્યો હતો તેની નજીકની સગીઓ હતી તેમને જોતાજ હુ એટલો બધો ગુસ્સે થઈ ગયો હતો કે મે શુ કર્યું ને શુ નહિ તેનુજ મને ભાન નથી જે સ્ત્રીઓને જોઇને મને મારા દગાબાજ દોસ્તનુ દુખભર્યું સ્મરણ થયુ હતુ તેમની સાથે એક બોલ પણ ન બોલવો પડે એવા વિચારથી હુ

આવેશમા ને આવેશમા તે ગને ચાલ્યો ગયો હતો–" મી૦ હાર્લીએ "ખુલાસો" કર્યો

"ત્યારે તમે એ બે સ્ત્રીઓને ઓળખો છો?" ઓકટેવિયા બોલી "ત્યારે કહોને કે એ લોકોએ ખરા નામ આપ્યા હતા કે પોલિન ધારે છે તેમ એ ખોટા નામ આપી ગઈ હતી?"

"નહિ, મીસ ક્લેરડન! એ તમને છેતરી ગઇ નથી. અને તમને કોણ છેતરી શકે?" પુન હાર્લીએ શબ્દ જાળથી નિર્દોષ યુવતીને મુગ્ધ કરવા માડી પોલિને ચ્હાના પ્યાલા ગોઠવ્યા અને રકાબીમા કેકની સ્લેસ કાપીને મુકી હાર્લીને કેક સ્લેસ પસદ નહોતી તો પણ તેણે તે ખાધી ને ચ્હાના બે પ્યાલા ખાલી કર્યા દુનિયાદારીના પ્રપચોથી અજાણ આ બે બાળાઓના ગાઢ મિત્ર થવા માટે તેમના ઘરની સાદી ચીજો ખાવાની મી૦ હાર્લીને જરૂર જણાઇ હતી. પરિણામ એ આવ્યુ કે જ્યારે ટેબલ સાફ કરવાને દાસીને બોલાવવામા આવી ત્યારે તે જાણે બન્ને બ્હેનોને વર્ષોથી ઓળખતો હોયની એવો મિત્ર થઇ ગયો હતો તેની વાતચીત અને ઢબછબ મોહક હતી ઓકટેવિયા પરની તેની નજર કોઇને પણ જણાય એવી હતી છતા તે વિવેકની મર્યાદા કૂદી ગયો નહોતો પડિતાઇ બતાવવાનો ડોળ કર્યા વિના તેણે દેશના ઉત્તમ સાહિત્યની વાત કરી અને મહાન પુરૂષોના જીવનની કેટલીક રમુજી વાતોથી બન્ને બ્હેનોને તેણે ખુશ ખુશ કરી નાખી ધીમે રહીને તેણે પ્રખ્યાત નાટકશાળાઓમા ભજવાતા નાટકોની વાત કાઢી અને સગિતમય ભાષામા રગભૂમિ વિષેનુ પોતાનુ જ્ઞાન તેણે ખાલી કરી નાખ્યુ.

આ રીતે સમય વીજળીક વેગે વહી ગયો ઘડિયાળમા દશના ટકોરા થયા એટલે પોલિન રાતના ખાણાનો હુકમ કરવા માટે ઓરડામાથી ચાલી ગઇ ઓકટેવિયા હાર્લી સાથે એકલી પડી એ પળે તેને ભયની નહિ–આનદની નહિ–પણ બન્નેની ભેગી લાગણી થઇ

"આજે કેવા અનહદ સુખમા મારી સાજ પસાર થઇ!" શરમાતી ઓકટેવિયા તરફ સ્નેહાળ નજરે જોઇ હાર્લી બોલ્યો

" મિસ ઓકટેવિયા ! તમારી સાથે જે થોડાક કલાકો પસાર કરવાનુ મને સદ્દભાગ્ય પ્રાપ્ત થયું છે તેથી મને આજે એવું સ્વર્ગિય સુખ મળ્યુ છે કે એવોજ આનદ ફરીથી મેળવવા માટે મને મારા આયુષ્યના દશ વર્ષ આપી દેવાનુ મન થઇ જાય છે ! ઓકટેવિયા ! મે તમને જોયા ત્યારથીજ તમે મારા હૃદયમા જડાઇ ગયા છો ને ત્યાર પછી એક પળ પણ હુ તમને ભુલી શકયો નથી મારા હૃદયમા તમારી મૂર્તિ કોતરાઇ ગઈ છે ને આ જીવનના અત સુધી તે ત્યાજ રહેશે " તેની આખમા વીજળી ઝમકી રહી–તેની નસોમા ગરમ લોહી કુદકા મારવા લાગ્યુ અને અચાનક ઓકટેવિયાનો હાથ પકડી તે પર તેણે ચુમી લેવા માંડી

"મી૦ હાર્લી ! છોડો–હુ તમને પગે પડુ–નહિ–તમને હુકમ કરૂ છુ કે મને છોડી-દો–" ભય અને આનદથી ધડકતી છાતીએ લાલ લાલ ગાલ સાથે, અજબ મદીલીલા અને ભયચકિત નેત્રે ઓકટેવિયા લથડતા અવાજે બોલી

"નહિ નહિ મને આ સુદર, મોહક હાથ છોડી દેવાનુ ન કહે–" પોતાના હોઠ સાથે હજુ સુધી ઓકટેવિયાનો હાથ અરાડી રાખી, ધુટણીએ પડીને હાર્લી બોલ્યો "ઓકટેવિયા ! સુખ અને આશાનો પ્યાલો જે તે મારા ઓઠ સુધી આવવા દીધો છે તેને ઝટકો મારી ઢોળી ન નાખ હું તને ચાહુ છુ ઓકટેવિયા ! હુ તને પૂજુ છુ તુ સુદર છે, ભલી છે, પ્રેમાળ છે, દૈવી છે—અરે ! તુજ મારા જીવનનુ સર્વસ્વ છે ! મારી મધુરી મેના ! હુ પરમાત્માના કસમ ખાઇને કહુ છુ કે તને આ આખે જોઈ ત્યા સુધી પ્રેમ શી ચીજ છે તે હુ જાણતો ન્હોતો તારા સુંદર વદનપર મારી નજર પડી એ સુખદ, મગલ પળ સુધી કોઇ પણ રમણીએ મારા હૃદયને બેચેન બનાવ્યુ ન્હોતુ તારા સિવાય કોઇપણ સ્ત્રી આ જીગરને બેચેન બનાવી શકી નથી મારા તરફ જો–નજર ફેરવી ન લે–ઓકટેવિયા ' " તેની વાણી વધુ વધુ મોહક થતી ગઇ 'તારી આખો કે જે મારી નસોમા વીજળીક ચેતન લાવે છે તેને મારા વદન પર સ્થિર કર અને પ્રેમની ગભીર,

ભેદી ભાષા મને વાંચવા દે—તારા સુંદર વદનપર નજર કરી મને મારી આશાનો મિનારો ચણવા દે—"

ઓકટેવિયાને શું કરવું તે સુઝયુંજ નહિ તેના દીલમાં ભય અને પ્રેમની લાગણી તાફાન મચાવી રહી હતી તે અરની શરણે થઇ. પુષ્પધન્વાના કાતિલ બાણુ તેને પણ વાગી ચુક્યા હતા અચોકસ અને અસ્થિર મને તે નીચી નમી તેના લાંબા ઝુલફા તેની સમક્ષ ધુંટણીએ પડેલા હાર્લીના શરીર મધ્યે અથડાયા અને અંતે ઓકટેવિયાનું સુંદર રેશમી વાળવાળું માથું મી૦ હાર્લીના કપાળે અડકયું તરતજ તે ઉભો થયો અને તેણે ઓકટેવિયાની ગરદનની આસપાસ હાથ નાખી તેને ગાઢ આલિંગન દીધું તેના વીખરાયલા વાળ વ્હાલથી વ્યવસ્થિત કર્યા ઓકટેવિયાએ તેના તરફ શોકભરી-ઠપકાભરી નજરે જોયું પણ તેણે તેનો હાથ હજુય પકડી રાખ્યો હતો

"મને છોડી દો! ખુદાને ખાતર મને છોડી દો મારી બ્હેન આવી પહોચશે—" નીચું જોઇ, હાર્લીના હાથમાં પોતાનો હાથ રહેવા દઈ ઓકટેવિયા બોલી

"તેથી શું? હું તેને કહીશ કે હું તને ચાહું છું—વ્હાલી ઓકટેવિયા!—"

"નહિ—નહિ—મી૦ હાર્લી! હમણાં નહિ વિચાર કરો—"

"હવે મને મીસ્ટર ના કહે—મને જ્યોર્જ કહીને બોલાવ વ્હાલી!" ઓકટેવિયાની કમ્મરની આસપાસ હાથ વીંટાળી તેને નજીક ખેંચી, તેના સુંદર માથા સાથે પોતાના ગાલ અડાડતો હાર્લી બોલ્યો

"વિચાર કરો," જ્યોર્જ! ભય ભર્યા, ધીમા પણ સ્નેહાળ રૂપેરી ઘંટડી જેવા અવાજે ઓકટેવિયાએ કહ્યું "વિચાર કરો કે આપણે થોડાજ સમયથી એક બીજાને પીછાનતા થયા છીએ—મારા પિતા ઘરમાં નથી—"

"ત્યારે મારી પરી! હમણાં આપણે આપણો પ્રેમ ગુપ્ત રાખીશું પણ તું મને ચાહે છેને? આ સવાલના જવાબ પર મારા



તેનો જમણો હાથ એક ગદી છોકરીની કમ્મરની આસપાસ
વીંટાયલો હતો (પાનુ ૬૯)

સુખનો આધાર છે." મી૰ હાર્લીએ છેલ્લુ તીર ફેંક્યુ

"જો હુ હકારમા જવાબ આપુ તો તમે શુ ધારશો?"

"એટલુજ કે તુ જેટલી મોહક અને સ્નેહાળ છે તેટલીજ કોમળ અને પ્રેમાળ છે"

"તમે મારી પાસે શુ બોલાવવા માગો છો? ઓહ! તમને સુખી કરવા માટે હુ શુ બોલુ?" આવેશમા આવેલી ઓકટેવિયા બબડી

"હુ તારી પાસેથી એ સાભળવા માગુ છુ કે તુ મને ચાહે છે હુ તને જેટલા પ્રબળ પ્રેમથી ચાહુ છુ તેવીજ રીતે તુ મને ચાહે છે એટલુજ હુ જાણવા માગુ છુ બોલ વ્હાલી–મીઠી–પ્રેમાળ ઓકટેવિયા! એ જાદુભર્યા શબ્દો તારે મ્હોડે બોલ અને મને દુનિયાનો સૌથી ભાગ્યશાળી પુરૂષ થવા દે–"

"પણ–પણ" તે બબડી· "જો હુ એમ કહીશ તો તમે મને અણસમજુ, અધીરી, અવિચારી ગણશો–"

"નહિ કદિપણ તારે માટે એવા વિચાર મારા મનમાં આવવાના નથી" ઓકટેવિયાને એક ખુરશી પર બેસાડી તેની બાજુમા બેગી જ્યોર્જ હાર્લી બોલ્યો "વ્હાલી! મને કહે કે હુ તને અણગમતો નથી મને જાણવા દે કે તું મને ચાહે છે મ્હો ના ફેરવી લે મીઠી! મને તારા મધુરા ઓઠોએ "હુ તમને ચાહુ છુ" એ શબ્દો બોલાતા જોવા દે–"

"ઓહ! તમને કોણ પહોચી શકે?" સ્નેહથી મદમસ્ત થતી, લજ્જાથી મુઝાતી ઓકટેવિયાએ જવાબ આપ્યો. "હુ–હુ–તમને ચાહુ છુ"

પુન· હાર્લીએ તેને બાથમા જકડી લઇ તેના વાળપર, મ્હોપર, ઓઠપર સેકડો ચુમીઓ લીધી અને ગાઢ આલિગનથી ઓકટેવિયાને મુઝવી નાખી ઓકટેવિયાની છાતી ધડકી રહી હતી. તે જાણે કોઇ નવીજ દુનિયામા જઇ પડી હતી અચાનક તે એવા પ્રદેશમા જઈ પહોચી હતી કે જ્યાના ઝરણા પ્રેમગીત ગાતા હતા, વનસ્પતિ

લીલી છમ થઇ આશકમાશુકોને શીતલ છાયો આપવામા મોજ સમજતી હતી અને જ્યાના પવનમા પ્રેમની મધુર કેફી સુગધ હતી પ્રેમની પ્રથમ મસ્તીમા તે ભૂતકાળ ભૂલી ગઇ—ભવિષ્યની તેને પરવા નહિ રહી વર્તમાન પલના અનિર્વાચ્ય આનદમા તે મસ્ત થઇ ગઇ તેની આખોમા મહોબતની ખુમારી હતી મગજમા પ્રેમનુ તાન હતુ તે પોતાની બ્હેનને ભુલી ગઇ હતી અને હાર્લીના બાહુપાશમા તેને કોઇ જોઈ જશે તેનો ભય પણ તેને હવે રહ્યો ન્હોતો આ નવીન આનદમા તે આખા જગતને ભૂલી ગઇ હતી અને જો હાર્લી સમયસૂચક ન રહ્યો હોત તો બન્ને એજ દશામા પકડાઇ ગયા હોત ધીમેથી ઓકટેવિયાને જરા દુર ખસેડી હાર્લીએ કહ્યુ "વ્હાલી! આ એવુ સુખી સ્વપ્ન છે કે જ્યા આખુ જગત્ ભૂલી જવાય છે પણ આપણે ડાહ્યા થવાની જરૂર છે પોલિન હમણાજ પાછી આવશે બોલ મીઠી! બોલ, આવતી કાલે સાંજે તુ એક બે કલાક એકલી બ્હાર નીકળી શકશે?—ચમક ના—વ્હાલો ઓકટેવિયા! મારે તને એટલી બધી વાત કરવાની છે—"

"મારી બ્હેન સાથે એવી ઠગાઇ કરવાનુ મને ના કહેના—'

"ઠગાઇ!—" મીઠુ મોહક હાસ્ય કરતો હાર્લી બોલ્યો

"ઠગાઇ નહિ તો બીજુ શુ?"

"પ્રભુ માફ કરે! હુ તને કોઇપણ અયોગ્ય કામ કરવાનુ કહુજ નહિ—"

"ત્યારે તમે શુ કહેવા માગો છો?"

"તે પોતેજ કહ્યુ ને કે હમણા પોલિનને આપણા પ્રેમની વાત કરવાની તારી મરજી નથી જો તારી મરજી ન હોય તો મને ના મળતી—" હાર્લીએ જરા ગુસ્સે થવાનો ડોળ કર્યો

'જાઓ, ગુસ્સે ન થાઓ!" ઓકટેવિયાનો જીવ પ્રિયતમનો ગુસ્સો જોઇ ઉડી ગયો

"નહિ નહિ વ્હાલી! હુ ગુસ્સે થયો નથી મને વચન આપ તુ મને કાલે મળીશ ને?" ઓકટેવિયાની આખોપર ચુમી લેતો હાર્લી બોલ્યો

"હા" ઓકટેવિયા અસ્પષ્ટ સ્વરે બબડી

"આભાર, વ્હાલી! આભાર! ત્યારે કાલે સાંજે છ વાગે આપણે ફરીથી મળીશું પેલ મેલમા મીસીસ એસની નામાંકિત દુકાન તો તે જોઇજ હશે! હુ ત્યા તારી રાહ જોઇશ "

"વારૂ" ઓકટેવિયાએ વચન આપ્યુ. હાર્લીને આ વિજયથી હર્ષ થયો તેણે પોલિન ઓકટેવિયાને અસ્થિર અને આવેશમય ચહેરા જોઇને શકમંદ ન થાય તે માટે તેને શાંત થવાની સલાહ આપી પણ ઓકટેવિયા માટે એવો નાટક ભજવવામા નીપુણ નહોતી જેમ તેમ તે શાંત થઇ પોલિન આવી ટેબલ પર ખાણુ રજુ થયુ ખાણા પર મી૦ હાર્લીની વાતચીત વધુ મોહક થઇ કોઇ કોઈ વાર ઓકટેવિયા તેના પર એટલી બધી મુગ્ધ થઇ જતી કે સઘળો દંભ છોડી દઈ, પોલિનની હાજરીમાજ હાર્લીને પોતાના પ્રેમી તરીકે જાહેર કરવાનું તેને મન થઈ જતુ પણ મહા મહેનતે તે પોતાની લાગણી કાબુમા રાખી ચુપ રહી પોલિનને હાર્લીની વાત ગમી ખરી પણ જ્યારે તે પ્રેમાળ કાવ્યો કે સાહિત્યની વાત કરતો ત્યારે પોલિન પર તેની કઇ અસર થતી નહિ

લગભગ મધરાતે મી૦ હાર્લીએ બન્ને બ્હેનોની રજા માગી ઓકટેવિયા બગીચાના દરવાજા સુધી તેને વળાવવા ગઇ ત્યા તેનો હાથ ઉતાવળથી ચુમી લઇ હાર્લીએ કહ્યુ "વ્હાલી! આવતી કાલનુ વચન ભૂલી નહિ જાય ને?"

"નહિ" તે બોલી

બન્ને છૂટા પડયા હાર્લી પોતાના વિજય માટે મલકાતો રસ્તે પડયો અને પોતાના હૃદય પર સામ્રાજ્ય મેળવનાર યુવાનના સ્વપ્ના જોવા માટે ઓકટેવિયા બંગલામા પાછી ફરી



## પ્રકરણ ૧૦ મું.

### ભેદી ભોંયરામાં

હાલમા મીલ્લા ષ્ટ્રીટને નામે ઓળખાતી ચીપલગેટ જીલ્લામાં આ વેલી એક ગદી ગથી અમે જે સમયની વાર્તા લખીએ છીએ તે સમયે ગ્રબ ષ્ટ્રીટને નામે ઓળખાતી હતી અઢારમી સદીની આખરે આ લત્તો અત્યંત ધિક્કાર પાત્ર અને નીચ બદમાશોથી ભરપૂર હતો રસ્તો ખડબચડો અને ખાડા ટેકરાવાળો હોવાથી જવલ્લેજ કોઈ ગાડું આ રસ્તે જઈ પહોચતુ કેમકે સુકી ઋતુમા પત્થરથી ગાડુ ખોખરૂ થઇ જવાનો અને વરસાદમા ગાડાના પૈડાં કાદવમા દટાઇ જવાનો ભય રહેતો હતો

આ લત્તામાના મકાનો અત્યંત કંગાળ અને દુકાનો પણ ગદી હતી દરેક ઘરમા અનેક કુટુબ રહેતા હતા અને ગરીબીને લીધે પ્રમાણીક કારિગરને બદમાશ ચોરની પડોશમા રહેવાની ફરજ પડતી હતી પરિણામે પ્રમાણિક કારિગર ચોરની સગતમા ચોર બની જતો અને એ રીતે દુનિયામા બદમાસીનુ જોર વધ્યુ જતુ બાળકોને કાને જન્મતા વાર બીભત્સ શબ્દો સભળાતા અને આવા વાતાવરણમા ઉછરેલા બાળકો મોટા થતા જેલ મહેલના વાસી થવાનાજ ધધા કરતા

ગ્રબ ષ્ટ્રીટમા ચોરી કરવાની, બદમાશ થવાની અને એવીજ ભાતભાતની નીચતાની તાલીમ આપનારા અનેક અડ્ડા હતા વ્યભિચાર, ચોરી, છેતરપીડી વિ દુર્ગુણોની કેળવણી ખુદ મા બાપોજ પોતાના બાળકોને આપતા હતા આ લતામા અનેક અનીતિના ગદા ધામો હતા ગરીબી અને કંગાલ્યત પોતાનો જાલિમ રોગ ચલાવી રહી હતી ટુકમા અહિના ઘરો જેલની અધારી કોટડી કરતા પણ બદતર હતા અહિ સમાજની બેદરકારીથી પેદા થયલા ઝેરી કીડાઓ વસતા હતા અને એ કીડાઓ આખા સમાજને ફોલી ખાવાની તક શોધી રહ્યા હતા ભવ્ય લડન શહેરના અમીર ઉમરાવો જ્યારે પાણી પેઠે પૈસા વેરી અમનચમન કરી રહ્યા હતા ત્યારે ગ્રબ ષ્ટ્રીટમા ગરીબી બદમાસી પેદા કરતી હતી અને છતા એજ લડન શહેરમા સેકડો દેવળોના મિનારાઓ આકાશ તરફ નજર કરી "પ્રભુના

મંદિર"ની સાક્ષી આપતા ઉભા હતાં એ મંદિરોના ધર્મગુરૂઓએ અને સમાજપર શાસન ચલાવતા બડેખાઓએ એન્ડ આટના કંગાળોના નિરાશ જીવનમા આનન્દનુ એક પણ કિરણ રેડવાની કદિ કોશેષ કરી છે? નહિ શિક્ષણ ખાતાના અધિકારીઓને આ કંગાળોના બાળકોને કેળવવાની દરકાર ન્હોતી રાજ્ય તેમના તરફ ઝાખીને પણ જોતુ ન્હોતુ

એન્ડ આટમા અનેક દુષ્ટતાના મકાનો હતા પણ આ નવલકથાના સમયે * "ફ્રીચીન કૅન" જેવો નીચ અડ્ડો બીજો કોઇ ન્હોતો જુવાન ચોરો અને નાદાન વેશ્યાઓનુ એ વડું મથક હતુ અને આ નાદાન-કોમળ વયના બદમાસો નિર્લજ્જતાની એટલી હદે ગયા હતા કે જેવી નિર્લજ્જતા "બેગર્સ સ્ટાર"મા પણ જણાતી ન્હોતી

એ ગંદા મકાનમા બે ઓરડા હતા આગલા ઓરડા કરતા પાછલો ઓરડો વધુ નાનો હતો અને બન્ને ઓરડા વચ્ચેનું દ્વાર ખુલ્લુ રાખવામા આવ્યુ હતુ મકાનની છતપર ધુમાડાના ડાઘ પડયા હતા દીવાલોપર કોલસાના લીસોટા હતા અને બે ત્રણ મીણબત્તી ટીમ ટીમ થતી ત્યા સળગી રહી હતી લગભગ ત્રણ ડઝન મુગ્ધાઓ અને કુમારો અહિયા સ્વચ્છંદ વિહાર કરી રહ્યા હતા વાતાવરણ તમાકુ, કાદા અને દારૂની વાસથી અસહ્ય થઈ ગયુ હતુ બધા બાળકોના કપડામાથી પણ બદબો નીકળતી હતી

આ બાળકોની ઉમ્મર દશથી સોળ વર્ષની વચ્ચે હતી કુમારોની મડળી "ફ્રીચીન પ્રીન્સ" (બાળ ચોરો) ને નામે ઓળખાતી અને તે એક સરદારની સરદારી નીચે ચાલતી આ મડળનો સરદાર અત્યારે હાજર હતો તે એક ભાગેલી ખુરશીપર લાબા ટાટીઆ કરી બેઠો હતો તેના ડાચામા ટૂકી પાઇપ હતી તેનો જમણો હાથ તેની પડખે બેઠેલી એક ગંદી છોકરીની કમ્મરની આસપાસ વીંટાયલો હતો અને ડાબા હાથમા તેણે એક નાની હથોડી રાખી હતી જ્યારે અવાજ વધી પડતો ત્યારે આ હથોડી તે ટેબલપર અફાળતો એટલે બધા ચુપ થઇ જતા સોળ વર્ષના એ સરદારનુ નામ ફ્રીચીન આન્ડ હતુ અને બધા તેને માન આપીને વર્તતા હતા આટલી નાની

---

* ફ્રીચીન કૅન—બાળકોનુ ઘર

વયમાં તેનામા વ્યભિચાર, શરાબી, લુચ્ચાઇ, બદમાસી વિ બધા દુર્ગુણો ખીચો ખીચ ભરાઇ ગયા હતા તેનુ મ્હો શીકારી કૂતરા જેવુ હતુ અને તે આ યુવાન ચોરોમા "પ્રતિષ્ઠીત" ગણાતો હતો

તેની માશુક તેના જેટલીજ ઉમ્મરની હતી તેનો ચેહેરો ફીકકો અને બીમારીની ગવાહી પુરતો હતો બાર વર્ષની વયે તે કોઇ બદમાસ બુઢ્ઢીની જાળમા ફસી માબાપની છાયા છોડી નાસી ગઇ હતી અને ત્યારથી અનીતિનો પેશો કરી હાલની કગાળ સ્થિતિમા આવી પડી હતી તેના સાથીઓ તેને શીકસ્ટર સેલને નામે ઓળખતા હતા

આટલા વર્ણન પછી અમે અમારી નવલકથા આગળ ચલાવીશુ

મધરાત થવાને વીશેક મીનીટની વાર હતી એ સમયે મી૦ હડસનના નોકર પાસેથી મી૦ પેજે ગદા કપડા ઉછીના લીધા અને તે પહેરી લઇ જાણી જોઇને પોતાના હાથ મેલા કર્યા આવા ચીથરે હાલ પોષાકમા સજ્જ થઇ તે ફીચીન કેનમા આવ્યો પણ ઉબર પર પગ મૂકતાજ તેણે જે શરમ ભર્યો દેખાવ જોયો તેથી તેનુ દીલ ધિક્કાર અને ભયની લાગણીથી ધબકી ગયુ ચીથરે હાલ કુમારો મોટા બરાડા પાડીને એક બીભત્સ ગીત ગાઇ રહ્યા હતા ફીચીન કેન સાથે સરખાવતા પેજને "બેગર્સ સ્ટાફ"નો અડ્ડો સ્વગ જેવો લાગ્યો

"ઓ બીલ! આ કોઇ અજાણ્યો માણુસ આવ્યો લાગે છે—" પેજને જોઇ એક છોકરો બોલ્યો

"અહિં આવો—આમ ઉભા રહેવાની જરૂર નથી અમે તમારે માટે જગા કરીશુ"

પેજ સાવચ થયો અને બાલના આમત્રણથી ખુશી થયો હોય તેમ તેની પાસે ગયો. તરતજ બેચાર છોકરીઓ ને છોકરાઓએ તેને માટે ટેબલપર જગા કરી અને પેજ બેઠો

"બોલો, હવે તમે શુ પાશો? અમારા નાક સુકાઇ ગયા છે સમજ્યા?" બીલ બોલ્યો

"ખુશીથી બોર મગાવો—" કહી પેજે પોતાના ગદા કોટના ખીસામાથી બે ત્રણ શીલીગ કાઢી ટેબલ પર ફેકી

"શાબાશ! શાબાશ!" બધા બરાડયા અને ઘોઘાટ એટલો વધી પડયો કે ચોરોમા સરદારને હથોડી અફાળી શાતિ સ્થાપવાની ફરજ પડી એ વખતે પીઠાનો બુઢ્ઢો માલીક હાજર થઇ બોલ્યો

'હવે શી ધમાલ છે?"

"જો બુઢ્ઢા!–" કીંચીન ગ્રાડ બોલ્યો "અમારા આ મિત્ર અમને બધાને છાટો પાણી પાવા માગે છે માટે જરા હસતુ મ્હો રાખ ને બીઞ લઇ આવ–"

પીઠાના માલીકે પેજના હાથમાથી સીક્કા લઇ તે ટેબલ પર અફાળી જોયા ને તે સાચા છે એવી ખાત્રી થતા તે જરા હસીને દારૂ લેવા ગયે. દારૂ આવ્યો પેજની સલામતી ચ્હેવાડતા અશ્લીલ અને અસભ્ય ભાષામા કીચીન ગ્રાડે એક ભાષણ કર્યું અને બધાએ ભારી ખુશાલી વચ્ચે પોતપોતાના ગ્લાસ ખાલી કર્યા આ ક્રિયા ખતમ થઇ તેજ પળે એ અડ્ડામા જાણીતો બદમાશ મેગ્સમેન દાખલ થયો

મેગ્સમેનને જોતાજ જુવાન ચોરોના આનદનો પાર રહ્યો નહિ તેમને મન મેગ્સમેન નકલ કરવા જોગ માણુસ હતો ડીક ટરપીન, અને જેક શેપડ જેના ન્યુગેટ જેલના અઠગ બદમાસોને પાણી પાય એવો મેગ્સમેન હતો અને કીંચીન કેનના બાળચોરોની મહત્વાકાક્ષા આ મવાલી જેટલા પ્રખ્યાત થવાની હતી કુમારિકાઓ આ બદમાશ તરફ માનની નજરથી જોઇ રહી આ પળે જો ઇંગ્લડનો રાજા ત્રીજો જ્યોર્જ આવ્યો હોત તો આ યુવાન વેશ્યાઓ તેની આટલી દરકાર ન કરત

મેગ્સમેને કીંચીન ગ્રાડ અને સેક્સ્ટર સેલ સાથે શેકહેન્ડ કરી પેજ સાથે હાથ મીનાવ્યા અને પછી યુવાનો અને યુવતીઓને મીજબાની ઉડાવવા માટે થોડાક પૈસા આપી પેજને સાથે લઇ તે ત્યાથી બહાર નીકળ્યો

"વેલ, આ જગા માટે તમે શુ ધારો છો?" કીંચીન કેનમાથી બહાર નીકળી ક્રીપલગેટ તરફ જવાના રસ્તા પર આવતા મેગ્સમેને પૂછ્યુ

"પોતાની દોલત, સસ્કૃતિ અને દયા માટે ડિંગ મારતા શહેરમા

આવી જગાની હસ્તી હશે એ હુ માનતો ન્હોતો" પેજે જવાબ વાળ્યો

" ઓહ ! હુ તમને કહી શકુ તેના કરતા પણુ અજબ જેવી જગાઓ લડન શહેરમા છે–" મેગ્સમેન બોલ્યો "કદાચ તમે કાઇ દિવસ એ બધી જગા તમારી આખે જોશો આહ ! જો આમની સભાની કમીટી આગળ મારી જુબાની લેવામા આવે તો હુ કેવી કેવી વાતો કહુ ? ગરીબ મજુર વર્ગની કગાલ્યત, તેમના દુખો, તેમની આપતિ અને તેમની અસલ હાલતની જરા પણ માહિતી ન ધરાવનાર વડા પ્રધાન વિષે તમે શુ ધારશો ? એ કઇંજ જાણતો નથી—"

" અફસોસ ! દિલગીરીની વાત છે–"

" અરે ! આ બીના ધિક્કાર પાત્ર છે—"

" ખરેખર ! "

આ સમયે તેઓ ફ્રોર સ્ટ્રીટ સાથે મળી જતી ગલીને નાકે આવ્યા રસ્તામા એક ગાડી ઉભી હતી અને ફક્ત એકજ જણુ જઇ શકે એટલી જગા હોવાથી મેગ્સમેનને આગળ જવા દેવા માટે પેજ તેની પાછળ રહ્યો પણ પેજ જમણી બાજુના મકાન અને ગાડીની વચ્ચેની જગામાથી બે ડગલા આગળ આવ્યો કે એકદમ મેગ્સમેન પાછો ફર્યો અને પેજને પોતાના બંને હાથે જોરથી કમર માથી ઉચકી લઇ ગાડીમા નાખી દીધો ગાડીમા એક પુરૂષ અને એક સ્ત્રી હતા બનેએ પેજને પકડી લીધો તેના મ્હોમા ડુચો મારવામા આવ્યો અને તેની આખે પાટા બધાયા આટલુ થયા પછી મેગ્સમેન ગાડીમા બેઠો અને ગાડી જોરથી ચાલવા લાગી હવે ગાડીનુ બારણુ બધ કરવામા આવ્યુ અને પેજે મેગ્સમેનનો અવાજ સાભળ્યો "અમે તને ગુગળાવી નાખવા માગતા નથી એટલે તારા મ્હોમાંનો ડુચો કાઢી નાખવામા આવશે પણુ ખબરદાર ! જો બુમ પાડી યા જરા મ્હોટેથી અવાજ કર્યો તો તારો જાન જશે લીઝી ! એના મ્હોમાનો ડુચો કાઢી નાખ"

ગેલોઝ વીડે એ મેગ્સમેનના કહ્યા પ્રમાણે કર્યું પેજે છુટથી દમ બાંધો પણ તેના મોતીયા મરી ગયા હતા

" હવે સાંભળો મી૦ પેજ !–" થોડીક વાર પછી મેગ્સમેન ઠંડા અવાજે બોલ્યો " તમને હાથના કયો હેરે વાગ્યા છે–તમારી જાળમા તમે પોતેજ સપડાયા છો માટે હવે પરિણામ માટે તૈયાર થઇ જાઓ એટમજી ? "

" તમે મારો જાન લેશો ? " થરથરતે અવાજે પેજ બોલ્યો. 'હુ એવો મૂર્ખો નથી તમારા શબની કુતરાના શબ જેટલી પણ કિમ્મત મળે એમ નથી જ્યારે તમને કેદ કરી અમે ઓછામા ઓછી ૫૦૦ ગીની કમાઇશુ "

" મને છોડવા માટે તમે ૫૦૦ ગીની લેશો ? " પોતાના મૂર્ખાઇભિર્યા સાહસ માટે પસ્તાતો પેજ બોલ્યો

" ટેમ ? બહુ થઇ ગયા !–" બીજો અવાજ સભળાયો. આ અવાજ બીગએગરમેનનો હતો તે પેજ ઓળખી શક્યો.

પેજ નિરાશા અને ભયથી થરથરી ગયો તે એક બોલ પણ બોલી શક્યો નહિ અને ગાડીમ એક બાજુએ ભાન પડી રહીને અનેક શોકજનક વિચારો કરવા લાગ્યો

ગેલોઝવીડો, મેગ્સમેન અને એગર ને હવે છુટથી વાતચીત કરવા માડી અને ઘોડાઓને વારવાર ચાબુક મારતો કોચવર ગાડી જોસથી હાકવા લાગ્યો

લગભગ પોણો કલાક મુસાફરી ચાલુ રહી આખરે ગાડી થોભી પેજને નીચે ઉતરવાનો હુકમ થયો તેની આખપર પાટા બાંધેલા હતા તેની એક બાજુએ મેગ્સમેન અને બીજી બાજુએ બીગ એગરમેન આવ્યો અને બન્ને જણુ તેનો ડાબો જમણો હાથ પકડીને તેને કોઈ ગદી ગલીમાથી લઇ જવા લાગ્યા

"ચુપ રહેજો—નહિ તો મરી જશો " ડગલા ભરતો મેગ્સમેન બોલ્યો

"તમારા માથામાથી ગોળી પસાર થઇ જાય તે ખુશકારક નથી કો !" બીગ એગરમેને ઉમેર્યું"

પેજને બિચારાને બોલવાની શુધ્ધિજ ન્હોતી તે ભયથી ચુપ રહ્યો થોડીવારમા તેને કોઇ મકાનના બે ત્રણ પગથીઆ ચઢાવવામા આવ્યા આ મકાનનો દરવાજો ગેલોઝવીડોએ અગાઉથી જઇને ખોલી મૂકયો હતો મેગ્સમેન પેજને લઇ તેમા દાખલ થયો મકાનમા થોડાક ડગલા ભર્યા બાદ પેજને એક પથ્થરની સાકડી સીડીપરથી નીચે ઉતારવામા આવ્યો તળીએ જતા ગેલોઝવીડોએ એક બારણાની લોખંડી સાકળ ઉઘાડી દ્વાર ઉઘાડતા થોડીક પળ ગઈ અને દ્વાર ઉઘડયુ કે તરતજ અંદરથી કોઇનો દર્દભર્યો અવાજ સભળાયો

"ભાઇઓ, મહેરબાની કરી મને છુટો કરશો?"

"જ્યા સુધી તમે અમારી સરતો મજુર ન કરો ત્યા સુધી નહિ–" મેગ્સમેને જવાબ આપ્યો 'પણ અમે તમારે માટે એક સાથી લઇ આવ્યા છીએ તેની સાથે ગમ્મત કરજો"

"બદમાસો!—" અંદરથી ગુસ્સા ભર્યો પોકાર થયો

એજ પળે બીજા બેગરમેને તે ભેદી અને ભયકર ભોયરામા પેજને ધકકો મારી દાખલ કર્યો અને તરતજ પેલા લોખડી દરવાજા બધ કરવામા આવ્યા

પેજ સ્થીર, અવાક, સ્તબ્ધ બની ઉભો રહ્યો બદમાસો પાછા જવાના અવાજો તેણે સાભળ્યા પછી તેણે પોતાની આખપરનો પાટો છોડી નાખ્યો અને અફસોસ! તેણે શુ જોયુ? તે ભયકર અધારા ભોયરામા કેદ થયો હતો તેની નિરાશાનો પાર રહ્યો નહિ હતાશ થઇ તે ભોયપર બેસી ગયો

'કમનસીબ ગૃહસ્થ! મારી સાથે આ ભોયરામા દુખી થવા આવનાર તમે કોણ છો?" પેજે અગાઉ સાભળેલો અવાજ આવ્યો

"હુ ખરેખર કમનસીબ માણસ છુ ભાઇ!" પેજે બન્ને હાથે વાળો ખેચતા જવાબ વાળ્યો

"હશે પણ તમે મારા જેટલા દુખી નહિ હો! ઓ પ્રભુ! મે જે જે આફતો ખમી છે, જે જે ત્રાસ વેઠયા છે તેનો જ્યારે મને વિચાર આવે છે ત્યારે-ત્યારે હુ પાગલ બની જાઉ છુ"

'આકસ્મિક રીતે બે કમનસીબ જીવો આ ભેદી ભોયરામા સાથે મળ્યા છે આવો, આપણે એક બીજાની પીછાન કરી લઈએ મારૂ નામ પેજ છે-ને-હુ વુડ સ્ટ્રીટમા આવેલી મેસર્સ હડસન એન્ડ મોરલીની પેઢીનો નોકર છુ-નહિ-હતો-"

"મારૂ નામ સર રીચર્ડ સ્ટેમ્ફર્ડ છે ભાઇ!" ભોયરામાના બીજા સખસે જવાબ આપ્યો

પેજની અજાયબીનો પાર રહ્યો નહિ જે રીચર્ડ સ્ટેમ્ફર્ડને ખૂની દગાબાજ, સ્ત્રીઘાતક અને નીચ બદમાશ સમજીને તે તેની પાછળ પડતા મેન્સમેનના પઝામા ફ્સી પડયો હતો તે આ બદમાસોની જાળમા ફસી આ ભયકર ભોયરામા શી રીતે આવી પહોચ્યો? ત્યારે તેણે શુ કઇ ભયકર ભૂલ કરી સર રીચર્ડને બદલે મળતા ચહેરાની મહોકાણમા કોઇ ભળતાજ સખસની પૂઠ પકડી હતી? આ ગજબનાક ઘોટાળો શો છે? સર રીચર્ડ જે એલ્સબરીની બેકમા ઘોટાળો કરી, પોતાની પત્નીનુ ખૂન કરી, પોતાના આલીશાન મકાનને આગ લગાડી નાસી ગયો હતો તે મવાલીઓના પઝામા શી રીતે આવ્યો? શુ એ ખરેખરો ગુનેહગાર છે કે કોઇ ભયકર કાવત્રાનો ભોગ થઈ પડયો છે? જો આ કેદી સર રીચર્ડ હોય તો આબાદ એનાજ જેવો પેલો મી૰ હાર્લી કોણ હશે? મી૰ હાર્લીએ નિર્દોષ ઓક્ટેવિયાને પોતાની પ્રેમજાળમા ફસાવી ચોક્સ જગ્યાએ બોલાવી હતી ત્યા તે ગઈ હતી કે? એ નાદાન બાળાના પ્રેમનો અજામ કેવો આવ્યો? એજ ઓક્ટેવીયાના ઘરમા કુમારી અવસ્થામા ગુપચુપ બાળકને જન્મ આપી, તેને ડોકટર થર્સટનને ત્યા મુકી ચાલી ગયલી પેલી ઉમરાવજાદી જેવી યુવતી અને તેની ખુબસુરત સાથી કોણ હતી? અસાધારણ ભેદો, ગજબનાક કીસ્સાઓ અને ખાવાપીવાનુ પણ ભૂલાવી દે એવા બનાવોની હવે શરૂઆત થાય છે માટે પ્રિય વાચનાર! સાવધ થા અને આગળ વધ!

---

# પ્રકરણ ૧૧ મું.

## સર રીચર્ડ સ્ટેમ્ફર્ડની કર્મકથા.

"સર રીચર્ડ સ્ટેમ્ફર્ડ" એ નામ સાભળતાજ પેજના આશ્ચર્યનો પાર રહ્યો નહિ તે આખ ફાડી ફાડીને પોતાના સાથીને જોવા લાગ્યો પણ ભોયરામા એવો ગાઢ અધકાર હતો કે સર રીચર્ડનુ મ્હો તે જોઇ શક્યો નહિ

"તમે સર રીચર્ડ ?"

"હા હુજ એ કમનસિબ બેરોનેટ ! તમે મારી કરૂણ કર્મકથા સાભળી છે ?"

"કરૂણ કર્મ કથા ?"

"હા મારા જેવો કમનસિબ માણસ આજે આખા લડનમા બીજો કોઈ નહિ હોય તમારા અવાજ પરથી જણાય છે કે તમે મારી વાત સાભળી છે બોલો, ભાઇ, બોલો, પ્રભુને ખાતર કહો, લોકો મારે માટે શુ કહે છે ? "સ્ટેમ્ફર્ડ હાઉસ"મા બનેલા બનાવો વિષે પ્રજા શુ ધારેછે ? બદમાસ રામ્સે અને માર્ટિનને સજા થઇ ? ભાઇ, હુ તમને પગે લાગીને તમે જે જાણતા હો તેથી મને વાકેફ કરવાની વિનંતી કરૂ છુ"

"તમે મને અજબ કરી નાખો છો. અરે ભલા માણસ ! તમને ખબર છે કે, મારી આ દુર્દશા માટે તમેજ જવાબદાર છો ?"

"હુ ? મારે ને તમને શો સબધ ?"

"જો હુ તમારા કમનસિબ કીસ્સામા પડયો ન હોત તો આ ભોયરામા મને પૂરી જનાર બદમાસના સમાગમમા હુ ન આવત પરમ દિને રાતે તમે જયોર્જ એન્ડ વુલ્વર હોટલમા આવ્યા-પછી તમે કયાક ગુમ થઇ ગયા"

"અરે રામ ! એ બદમાસો મારી આગળ કોઇ પાગલને મૂકી ગયા છે કે શુ ?" સર રીચર્ડના સ્વરમા નિરાશા આવી પેજ તે સમજયો

"સગ રીચર્ડ !—" પેજ બોલ્યો, "જો તમે સર રીચર્ડ હો તો કંઈ ભયંકર ઘોટાળો થયલો હોવો જોઇએ હું પાગલ નથી પણ જો આ ભયંકર સ્થળે વધુ વખત રહેવુ પડશે તો હુ જરૂર પાગલ થઇ જાઇશ કૃપા કરી શાંતિથી વાત કરશો તો આપણે જે ભ્રમમ પડ્યા છીએ તેનો નીકાલ થઇ જશે"

"તમે કહો છો કે પરમ દિને રાતે તમે મને જયોર્જ એન્ડ બુલ્લર હોટલમા જોયો હતો'

'હા મે તમને જોયા હતા, તમારી સાથે જરા વાત કરી હતી પણ તમે અભિમાનથી મ્હો ફેરવી બેઠા હતા ને પછી તરતજ ગચ્છતિ કરી ગયા હતા"

"તમારી ભારી ભૂલ થાવ છે એ રાતે હુ એ હોટલમા ગયો ન્હોતો એટલુજ નાહ પણ એ ભયકર રાત તો મે આ ભયકર ભોયરામા ગાળી હતી"

"ત્યારે તમે સર રીચર્ડ સ્ટેમ્ફર્ડ નહિ હો."

"અરે ! હુજ એ અભાગી માણસ છુ"

"સબુર કરો આપણે તારીખ વાર બનાવો મેળવી જોઇએ એલ્સબરીનો ભયકર બનાવ તા૦ ૪ થી જાન્યુઆરી ને સોમવારે બન્યો હતો ને ?"

"હા એ ઘાતકી બનાવ પછી બદમાસો મને એક બધ ગાડીમા નાખી, મારા મ્હોમા ડુચો મારી મને અહિ નાખી ગયા હતા મારી સ્મરણ શકિત પ્રમાણે તા૦ ૫ મીની સવારે છ વાગે હુ અહિ કેદ થયા હતા અને ત્યારથી અહિજ સડ્યા કરૂ છુ"

"મે તમને તા૦ ૫ મીએ હોટલમા જોયા હતા—હા—બરાબર છે—મગળવાર રાતે હુ તમારા પાછળ પડ્યો હતો બુધવારે રાતે હુ 'બેગર્સ સ્ટાફ'મા ગયો હતો. આજે ગુરૂવારની રાત છે—નહિ શુક્રવારનુ પ્રભાત છે—કેમકે બે વાગી ગયા છે"

"હુ કસમથી કહુ છુ કે હુ હોટલમા ગયોજ નથી હશે. પણ તમે મારી પાછળ શા માટે પડ્યા હતા?"

"ઇનામની લાલચે ?"

"મને પકડવા માટે ઇનામ ?—આહ ! સમજ્યો બદમાસ માર્ટીન ને રામ્સેએ સઘળા જુઠા આરોપો મારાપર ઢોળ્યા છે ભાઇ! તમે મારા મિત્ર થશો ?"

"હા હુ પણ એજ ઇચ્છુ છુ મારૂ મગજ આ ઘોટાળા ચક્રમા બ્હેર મારી ગયુ છે"

"વારૂ હુ જે પૂછુ તેનાજ જવાબ આપો મારા પર કેવા આરોપો મુકવામા આવ્યા છે ?"

"સાચુજ કહુ ?"

"હા હુ હવે ગમે તેવી કારમી વાતો સાભળવાને તૈયાર છુ '

"તમારા પર ભયકર આરોપો છે"

"કયા કયા ?"

"વિશ્વાસઘાત, ખૂન, આગ લગાડવી વિ"

"આહ! દુનિયામા કેવી નીચતા ચાલી રહી છે!" બન્ને થોડી વાર મૌન રહ્યા.

"હુ તમને મારી કર્મકથા કહીશ–" સર રીચર્ડે મૌન તોડી કહ્યુ "મારી આપવીતી તમે જાણશો ત્યારે તમને મારી દયા આવશે મને કેદ કરનારા બદમાસો મારી પાસે એક એકરાર પર સહી કરાવવા માગે છે તેમનો હેતુ હુ હવે સમજ્યો અત્યાર સુધી મે સહી કરવાની ના પાડી છે હવે તો પ્રાણ જાય તો પણ સહી કરવાનો નથી હુ તમને પ્રભુને હાજર ગણીને કહું છુ કે હુ નિર્દોષ છુ હુ એક ભયકર પ્રપચજાળનો ભોગ થઇ પડયો છુ જો સદ્દભાગ્યે તમે મારા કરતા વ્હેલા છુટી જાઓ તો તમે આ કમનસિબ મિત્રને ભૂલી જશો ?"

"નહિ"

"સાભળો હુ તમારી આગળ મારી છાતીનો બોજો હલકો કરૂ મારી ઉમ્મર છત્રીસ વર્ષની છે થોડા દિવસ પહેલા હું મારી જાતને ધન્ય માનતો હતો સુખ, પ્રેમ, આનદ, દોલત સર્વની મારે ત્યા

વિપુલતા હતી મારી સોળ વર્ષની વયે મારી માતા સ્વર્ગે સીધાવી હતી હુ ૨૧ વર્ષનો થયો ત્યારે પિતા પણ પરલોક ગયા મારા પિતાની મિલ્કતની વાર્ષિક આવક સાત હજાર પાઉંડ હતી. તેનો વહીવટ એક વિશ્વાસપાત્ર માણસને સોપી હુ દેશાટન કરવા ગયો બાળપણમા હુ એકવાર ફ્રાન્સ જઇ આવ્યો હતો ત્યાંથી પરદેશ જવાની મારી મહત્વાકાક્ષા વધી પડી હતી હુ જર્મની અને ઇટાલી ફરવા ગયો પાચ વર્ષ પછી હુ સ્વદેશ પાછો ફર્યો ત્યારે મારી મીલકતના મેનેજરની કાર્યદક્ષતાથી મારી જાગીર આબાદ થઈ હતી મારી પ્રજા પણ સુખી અને સતોષી હતી હુ 'સ્ટેમ્ફર્ડ હાઉસ”મા પાછો ફર્યો ત્યારે પ્રજા આનદથી ઘેલી ગાડી થઇ હતી એ સમયે નૃત્યનો મેળાવડો થયો હતો અહા ! એ સુખી પળ ? એ ધન્ય દિવસ ? આ નર્કપુરીમા પણ એ દિવસના સ્મરણથી મને આનદ થાય છે ” સર રીચર્ડ જરા મૌન રહયો એક દીર્ઘ નિશ્વાસ નાખી તેણે પોતાની કહાણી પુન શરૂ કરી

“આજથી દશ વર્ષ પહેલાની એ વાત છે મારી ઉમ્મર છવીસ વર્ષની હતી હુ યોવન વસતની લહેરમા ઝોલા ખાતો હતો દેશાટન કરી આવ્યા પછી મારૂ યુવાન હૃદય જીવનસહચરીની ઝખના કરી રહ્યુ હતુ, અકસ્માત એક વૃધ્ધ વિધવા ને તેની પરમ રૂપવતી કન્યા સાથે મને પીછાન થઇ એલ્સબરીમા એક નિર્જન મહોલ્લામા તે રહેતી હતી તેની કન્યાનુ નામ એલીનર હતુ તેને જોતાજ હુ મુગ્ધ થઇ ગયો મારા જીગરમા પ્રેમના અકુરો ફુટયા થોડાજ દિવસમા અમારો પ્રેમ સબધ વધ્યો અને એ ગરીબ કન્યાને મે મારી પત્ની બનાવી મારી સાસુ મીસીસ સીડલી આ લગ્નથી ખુશખુશ થઇ ગઇ “હનીમુન”નુ પરમ સુખ ભોગવી અમે પતિપત્ની આનંદથી જીવન ગુજારવા લાગ્યા મારી એલીનર પણ મને જાનોજીગરથી ચાહતી હતી અમારા પ્રેમના મધુર ફળરૂપ બાળકની પ્રાપ્તિ અમને ન થઇ પણ અમે એકબીજાના સ્નેહમા સુખી હતા પણ કોઇનુ સુખ નિરતર ટકી રહે છે ? મિસીસ સિડલી અચાનક માદી પડી ને વૈદ્ય ડોકટરોની ભારી મહેનત છતા તે પરલોક ચાલી ગઈ મારી એલીનર માતૃશોકથી વિકલ થઇ ગઇ હુ તેને ડેવનશાયર સહેલ કરવા લઈ ગયો ધીમે ધીમે તે માતાને ભૂલી

ગઈ પુન અમારા સુખી જીવનની શરૂઆત થઇ ડેવનશાયરથી પાછા આવ્યા પછી મને ફીલીપ રામ્સે નામના યુવાન સાથે ઓળખાણ થઇ એ બદમાસનુ નામ લેતાજ મારા શરીરમા ક્રોધની જ્વાલા ઉઠે છે થોડાજ દિવસથી તે મી૦ માર્ટીનની બેન્કનો ડીરેક્ટર થયો હતો તે અત્યત સ્વરૂપવાન હતો તેની વાચાળતા મોહક છે તે મારે ઘેર આવતો જતો થતા મારો વિશ્વાસ જીતી શક્યો મી૦ માર્ટીનને મારા પિતા સાથે મૈત્રી હતી એટલે એ બન્ને જણ બેક વિષે જે વાત કરતા તે હુ લક્ષપૂવક સાભળતો તેઓએ ખેડૂતોની કગાળ દશા, તેમની કરજદારી વિ ની વાતચીત કરી બેકને મોટા પાયાપર મૂકી ગરીબ ખેડુતોને સહાય કરવાની મને વિનતી કરી હુ પરમાર્થ કરવાના હેતુથી તેમની જાળમા ફસી ગયો ને બેકનો ડીરેક્ટર બન્યો હવે રામ્સે સાથે મારે ગાઢ સબધ થયો તે મારે ઘેર દરરોજ આવતો હતો એ અરસામા ડેવનશાયરમા મારા એક પ્રિયજનનુ મરણ થવાથી હુ ત્યા ગયો એલીનરની તબિયત સારી ન હોવાથી તે ઘેર રહી. હુ બે મહિને ઘેર પાછો આવ્યો ત્યારે એલીનર મને વિરહાગ્નિથી તડફડતી પ્રેમ પખીણી પેઠે વ્હાલથી ભેટી પડી પણ હવે મને ખબર પડી કે એ વ્હાલભર્યા આલિગનમા હલાહલ ઝેર ભરેલુ હતુ મારી ગેરહાજરીમા રામ્સે દરરોજ એલીનર પાસે જતો હતો. મે મુર્ખાએ મારી પત્નીની સભાળ રાખવા માટે તે સમયે તેનો આભાર પણ માન્યો હતો હુ મહાન મૂર્ખ બન્યો હતો. સમજ નથી પડતી કે હુ એટલો બધો પાગલ કેમ થઈ ગયો હોઈશ! હુ પાછો ફર્યો ત્યારે એલીનરે ભારી ધામધુમથી એક મેળાવડો કર્યો નવા મિત્રોને મળવાની તેની લાલસા વધવા લાગી તેને અયશ આરામ અને વિલાસ વાસનાનો શોખ લાગ્યો કપડાલતા, જરઝવાહીર, ગાડીઘોડા અને નાચ મેળાવડા આદિનો ખર્ચ બેશુમાર વધવા લાગ્યો હુ એલીનરને પ્રાણથી પણ વધુ ચાહતો હતો તેનો ખર્ચ હદમા રહ્યો ત્યા સુધી હુ કઇ ન બોલ્યો જેથી તેને આનંદ થાય તેમા દખલ ન નાખવાની મારી ઇચ્છા હતી રામ્સે હમેશ તેની છાયા પેઠે તેની સાથેજ ફરતો હતો તે તેની સાથે બૉલના મેળાવડામા નાચતો, ડીનર વખતે તે એલીનરના જમણા હાથપર બેસતો

ને ફરવા પણ સાથેજ જતો એ બધુ જોવા છતા મને કંઇ શક ન ગયો હુ રામ્સેને મારા સગાભાઇ જેવો માનતો હતો તે મારી પત્નીની આટલી બધી સંભાળ રાખે તેમા મને કઇ અનુચિત ન લાગ્યુ આમ ત્રણ ચાર વર્ષ વહી ગયા એ અરસામા હુ પણ વિશ્વાસી બની ગયો એક બાજુથી બેંકની હાલત સધ્ધર હોવાની માર્ટીન મને ખાત્રી આપ્યા કરતો હતો બેંકનો હિસાબ હુ કદિ જોતો ન્હોતો રામ્સે ને માર્ટીનના અમીરી ખર્ચો જોઇ મને કઇ શક ન આવ્યો પણ મારા માથાપર આફતના ભયંકર વાદળા ઘેરાઈ રહ્યા હતા તે હું સમજી શક્યો નહિ.”

સર રીચર્ડ જરા થોભ્યો બે ચાર શ્વાસ લઇ તેણે પુન પોતાની વાત શરૂ કરી

“અફસોસ! મારા જીવન પર ઘનઘોર વાદળા ઘેરાયા જતા હતા પણ મને જરા શક પણ ન ગયો હુ ભોળો, વિશ્વાસુ ઠગાઇ ગયો ગયા સોમવારે હુ જરા પણ શંકા વિના પ્રસન્ન હૃદયે નીદ્રામાથી બીદાર થયો ત્યારે મારા દીલમા ચિતાનુ નામ નિશાન ન્હોતુ એલીનરના દીલમા દગો હતો તેથી તે તે દિને અત્યત મોહક, આનદી અને પ્રેમાળ જણાઇ હતી ઓ સુદરી! તુ જ્યારે કપટી થાય છે ત્યારેજ શા માટે અત્યત મોહક બને છે? નાસ્તા વખતે થેડી વીંટ વર્થની પાણીદાર ઘોડાની જોડીની એલીનરે વાત કાઢી ને એલીસબરીના સોદાગર પાસે એવી બીજી જોડી છે એમ રામ્સેએ તેને કહ્યું છે એમ પણ તે બોલી હું તેના પર પૂર્ણ આસક્ત હતો તેથી હુ પીગળી ગયો. નાસ્તો કરી હુ મારી એલીનર માટે અશ્વોની જોડી ખરીદવા ગયો ઘોડેસ્વાર થઇ હું એલ્સબરી ગયો મારો હજુરીઓ મારી સાથે હતો ઘોડાને તબેલામા મોકલી નોકરને બેએક કલાકની રજા આપી હુ નવી ચેક બુક લેવા માટે મારી બેંકમા ગયો ત્યા મને ખબર પડી કે માર્ટીન અગત્યના કામ માટે લડન ગયો હતો રામ્સે આ વાત કરતા ફીક્કો પડી ગયો હતો. કામના બોજાથી તે કટાળ્યો હશે એમ માની હુ સોદાગરને ત્યા ગયો ને તેની કીમ્મત નક્કી કરી ચેક આપી હુ તબેલા તરફ જતો હતો એવામા મારા ઘડીઆળનો

છેડો તુટી જવાનુ મને યાદ આવ્યુ નવો છેડો ખરીદવા હુ મારા ઝવેરીને ત્યા ગયો એક છેડો ખરીદ્યો હુ કદી પણ કોઇ ચીજો ઉધાર લેતો ન્હોતો ફકત ઘરગથ્થુ ચીજોનાજ ખાતા રહેતા ને દર મહિને હિસાબ ચૂકતે થતા હતા છેડાની કિમ્મત માટે ઝવેરીને મે ચેક આપવા માડયો ત્યારે તે મને કઇક વાત કહેતા સકોચાતો હોય એવો મને ભાસ થયો. મે પૂછવાથી તે અત્યત નમ્રતાથી બોલ્યો 'ત્રણ વર્ષથી આપના નામપર ૮૦૦ પાઉડની રકમ બાકી ખેચાતી આવે છે મારે હાલમા નાણા ભીડ હોવાથી એ રકમ આપી દેશો તો આભાર થશે' આ વાત સાભળતા હુ અજબ થયો એલીનરને અલકારો ખરીદવા માટે મે રોકડા પૈસા આપ્યા હતા છતા આ કરજ શાનુ ? તપાસ કરતા લેડી સ્ટેમ્ફર્ડને નામે એ રકમ ઉધાર હોવાનુ જણાયુ એલીનરે મને આ કરજની વાત કદી કરી ન્હોતી તેથી મને ભારી દુ ખ થયુ હિસાબ જોતા મને જણાયુ કે જે અલકારની કિમ્મત મારી પત્નીએ ૨૦ ગીની મને કહી હતી તેની ખરી કિમ્મત ૧૦૦ ગીની હતી મારી પત્ની દગાબાજ નીવડી છે એ વાત ઝવેરી ન જાણી જાય તે માટે મારો મનોભાવ છૂપાવી હુ તેને ચેક લખી આપી ચાલતો હતો ગમગીનીમા ગીરફતાર થઇ હુ જતો હતો એવામા રસ્તામા પેલો સોદાગર મળ્યો ને તેણે ચેક પાછો ફરવાની દીલગીર ચહેરે ખબર આપી મારા ગુસ્સા ને અજાયબીનો પાર રહ્યો નહિ "કઇ ભૂલ થઇ હશે. હુ તમને હમણાજ મળુ છુ" એમ કહી હુ બેંકમા ગયો એ વખતે રામ્સે હાજર ન્હોતો ખજાનચીને પૂછતા તેણે કહ્યુ કે 'બેંકમા પૈસા નથી' મારૂ માથુ ભમવા લાગ્યુ બેંકનો હિસાબ તપાસતા જણાયુ કે બધી મુડી ખતમ થઇ ગઇ છે પાયમાલી મારી સામે ડોળા ધુરકાવતી ઉભી ! બે કલાક સુધી હિસાબના ચોપડા ઉથલાવી હુ ગમગીન થઇ રામ્સેના આગમનની રાહ જોવા લાગ્યો પણ તે આવ્યો નહી સાજે પાચ વાગે હુ બેંકમાથી બ્હાર નીકળ્યો કોઇ એકાત જગ્યાએ જઇ બેસવાના વિચારથી એક હોટલમા ગયો ત્યા બે એક કલાક રહેવાનો વિચાર રાખી મે ડીનર મગાવ્યુ રાતના નવ વાગ્યા એટલો સમય મે કેમ પસાર કર્યો હશે, મને કેવી યાતના થઇ હશે

તે હુંજ જાણું છું બેંકની પાયમાલી હું ખુશીથી સહી લેત પણ મારી પ્રેમાળ પત્નીની દગાબાજીથી મારી છાતી ફાટી ગઇ હતી વિચાર કરતા હુ એવા નિર્ણયપર આવ્યો કે તે ઉડાઉ ને વિલાસી થઈ ગઇ છે એટલુજ નહિ પણ તેણે રામ્સેને પોતાની પ્રીતિ અર્પણ કરી હશે ! આ ખ્યાલ આવતાજ મારા દીલમા આગ લાગી. હુ આવેશમા ને આવેશમા ઉભો થયો પણ મારા પગ થરથરી ગયા -એજ પળે બાજુના ઓરડામા કોઈ બે જણ વચ્ચે કઈ વાતચીત થવાનો અવાજ આવ્યો મારા ને તેમના ઓરડાની વચ્ચે એક પરદો લટકતો હતો અવાજપરથી રામ્સે ને માર્ટીનજ વાત કરી રહ્યા છે એવી ખાત્રી થતા મારી જીજ્ઞાસા વધી અને હુ તેમની વાતચીત છુપાઇને સાભળવા લાગ્યો માર્ટીને રામ્સેને કહ્યુ "બનાવટી સીક્કા એવી સફાઇથી બનાવવામા આવ્યા છે કે બેક ઓફ ઇગ્લડમા . તે વેચતા જરાપણ મુશ્કેલી પડી નથી" મને સમજાયુ કે માર્ટીન બનાવટી સીક્કા વેચવા માટેજ લડન ગયો હતો અને ત્યાથી વિજય પામી પાછો ફર્યો હતો બન્ને ડીનર લેતા લેતા આ વાત કરી રહ્યા હતા થોડીકવાર પછી રામ્સે બોલ્યો "સર રીચર્ડ એલ્સબરી ગયા પછી હુ તેને ઘેર ગયો હતો અને લેડી સ્ટેમ્ફર્ડને આપણી ચાલાકીની વાત કરી હતી આપણા માર્ગમા કાટા રૂપ ખુચતા સર રીચર્ડને દૂર કરવાની યોજના પણ મે એલીનરને કહી પહેલા તો તેણે ના પાડી પણ પાછળથી મારા સમજાવ્યાથી તે સમજી ગઇ" એ બદમાસે મને દૂર કરવાની શી યોજના ઘડી હતી તે તે ન બોલ્યો મારૂ લોહી ઉકળી આવ્યું શુ એ બદમાસો મારૂ ખુન કરવા માગે છે? મારા ગુસ્સાનો પાર ન રહ્યો એવામા માર્ટીન બોલ્યો "લડનમા મે જોસફ વેરન અથવા જ્યોર્જ મેગ્સમેન નામના મવાલીને શોધી કાઢયો છે. તે પૈસાની લાલચે આપણુ કામ કરવાને તૈયાર છે" રામ્સેએ પુછ્યુ 'તે વખતસર આવી પુગશે?' માર્ટીને હકારમા જવાબ આપ્યો પછી રામ્સેએ એલીનર સાથેની પોતાની મહોબતની વાતો કરી. બસ, હુ એ વાત સાભળતા તો પાગલજ થઇ ગયો તેજ પળે રામ્સેને ગળચીમાંથી ઝાલી દેવાને હુ દોડી જતો હતો પણ

મારૂ મગજ ચકરાઈ ગયુ ને હુ ખુરશીપર ફસડાઇ પડયો" સર રીચર્ડ આટલુ કહી દીર્ઘ નિસાસા નાખવા લાગ્યો.

"એ બદમાસોને હુ ન્યુગેટ જેલમા પુરીશ ત્યારેજ જપીશ તમારી વાત પૂરી કરો સાહેબ!" પેજ આતુરતાથી બોલ્યો.

"હવેની બીના એથી પણ ભયકર છે–" કમનસીબ બેરોનેટ બોલ્યો "હોસમા આવ્યા પછી હુ પાછો પરદા આગળ ગયો તો ત્યા કોઈ ન્હોતુ હુ શુ કરૂ? ઘેર જઇ એલીનરને મારી નાખું? નહિ ત્યારે તેને ક્ષમા કરૂ? એ બદમાસોને શી સજા કરાવુ? હુ પોતે માજીસ્ટ્રેટ હુ તેમને પકડવાનુ વોરટ કાઢવાનો મને વીચાર આવ્યો પણ હું એટલો બધો થાકી ગયો હતો કે બનેને સવારે ગીરફતાર કરાવીશ એવો ખ્યાલ કરી હુ મધરાતે ઘેર ગયો નોકરે દરવાજો ઉઘાડી કહ્યુ "મી. રામ્સે બે કલાકથી તમારી રાહ જોતા બેઠા છે" આ સમયે પણ હું કેમ શાત રહી શકયો હોઇશ તે હુ સમજી શકતો નથી હુ ડીનર રૂમમા ગયો એલીનરને રામ્સે સામ સામા બેઠા હતા એલીનરે મને મોડુ થવાનુ કારણ પુછ્યુ રામ્સેએ ચદનીની પ્રશસા કરી મને કઇ અગત્યની વાત કહેવા માટે બગીચામા આવવાની વિનતી કરી એજ વખતે એ બદમાસ મારૂ કાટલુ કાઢી નાખવા માગે છે એ વાત મને યાદ આવી મારૂ લોહી તપી ગયુ ને ગુસ્સાથી ઉભા થઇ મેં બન્નેને પાણી ઉતાર કરી નાખ્યા ક્રોધના આવેશમા હુ શુ શુ બોલ્યો હોઇશ તેનુ મને ભાન નથી બને સમજી ગયા કે પોતાનો પાપનો ઘડો ફુટી ગયો છે રામ્સે ખુરશીપર અવાક જેવો બેસી રહયો પણ એલીનર તેના જેટલી દુષ્ટ ન્હોતી તે ગભરાઇ ગઇ–પસ્તાવાથી રડતી રડતી તે મારે પગે પડી માફી માગવા લાગી મારી આખમાથી આગ વરસતી હતી હું ગુસ્સાથી પાગલ થઇ ગયો હતો એલીનરને મે જોસથી લાત મારી એજ પળે તે કરૂણ ચીસ પાડી વીજળી વેગે ઉભી થઇ ને પાસેના ટેબલપર પડેલી તીક્ષ્ણ છુરી ઉપાડી લઇ તેણે પોતાની છાતીમા ભોકી દીધી હુ ને રામ્સે તેનો હાથ પકડવા દોડયા પણ અફસોસ! એક પલકારામા તેણે એ કામ કરી નાખ્યુ ને મારા પગ પાસે લોહીમા તરબોળ થઇ તડફડવા લાગી એ કરૂણ દેખાવ જોતાજ હુ તેના પાપ ભૂલી ગયો તેનું

મોહક વદન મારી આખ સામે તગતરવા લાગ્યુ . ..' અત્રે સર રીચર્ડ બાળક પેઠે રોવા લાગ્યો પેજે તેની પાસે જઇ તેને વ્હાલથી દીલાસો દઇ શાન્ત કર્યો.

"હાય !—સર રીચર્ડ ગદગદ્દ કંઠે બોલ્યો "તેનુ શબ મારી પાસે પડ્યુ ત્યારે તેને સજીવન કરવા માટે હુ આખી દુનિયાના તાજ ઓવારી નાખવા તૈયાર થયો હુ ચકભ્રમ બની ગયો—મે પોતેજ તેનુ ખૂન કર્યું હોય એમ મને લાગ્યુ બ્હારની હવાથી મગજ કઇંક શાંત થાય એવા વિચારથી મે દરવાજો ખોલી નાખ્યો ને પાગલની પેઠે હુ બગીચામા દોડી ગયો પછી બધુ કેમ બન્યુ તે હુ જાણતો નથી કોઇ વિચિત્ર પ્રેરણાથી મે મ્હો ફેરવી નજર કરી તો ડીનર રૂમમાથી આગના સોલા નીકળતા જણાયા હું જેટલી ઝડપથી બગીચામા આવ્યો હતો તેવીજ ઝડપે પાછો મકાનમા જવા દોડયો, પણ એટલામા ચાર પાચ માણસો મારાપર તુટી પડયા અને તેઓ મને ઉચકીને રસ્તાપર લઇ ગયા રસ્તાપર એક બધ ગાડીમા મને નાખી મારા મ્હોમા ડુચો મારવામા આવ્યો અને ગાડી લડન તરફ ચાલી ગઇ માર્ગમા બેવાર ઘોડા બદલવામા આવ્યા હતા સ્હવારે પાચ વાગે ગાડી લડનમા દાખલ થઈ પછી મારી આખે પાટા બંધાયા ને ગાડીને આડી અવળી ફેરવી આખરે મને અહિં કેદ કરવામા આવ્યો ત્યાર પછી દરરોજ બે વાર મને ભોજન આપવાને એક બદમાસ આવે છે જો તમે મારા સાથી ન થયા હોત તો હુ થોડા દહાડામાં દુખથી પાગલ થઇ જાત એ બદમાસો એક કોરા કાગળ પર મારી સહી લેવા માગે છે ને પછી હું સુખચેનથી જીવી શકુ એવો બંદોબસ્ત કરી મને અમેરીકા મોકલી આપવાની ખાત્રી આપે છે દરરોજ ખાણુ લાવતા સખસને હુ વિધવિધ સવાલો પૂછુ છુ પણ તે કઇજ બોલતો નથી તમારે મ્હોડેજ મને ખબર મળી કે મારા પર ભયકર આરોપો મુકીને મારા નામને કલકીત કરવામા આવ્યુ છે અફસોસ ! હવે હુ શુ કરૂ ! આ ભયકર ભોયરામાથી છુટી મારા દુશ્મનોને હુ ક્યારે સજા કરાવી શકીશ ?"

'તમે એવી ચિંતા ન કરો હિમ્મત રાખો. વાર અહિથી છુટા થયા પછી તમારી નિર્દોષતા સહેલાઇથી સાબીત થશે બેંક ઓફ ઇંગ્લંડ સાથની માર્ટીનની ઠગાઇ તો તરતજ પુરવાર થશે તમે બેંકમા ઘોટાળો કર્યો નહોતો તેની શાક્ષી બેંકનો ખજાનચી આપશે વળી તમને અહિ કેદ કરવામા આવ્યા હતા એ બનાવથી તમારા સાથીઓની નીચ દાનત સાબીત થશે પણ બે મુદા જરા વિકટ છે." પેન્ડે કહ્યું

"ક્યા ?"

"એલીનરનુ મૃત્યુ ને સ્ટેમ્ફર્ડ હાઉસની આગ મે વર્તમાન પત્રોમા વાચ્યુ છે કે આગ જલદીથી બુઝાવવામા આવી હતી .."

"એલીનરની લાશ હાથ લાગી છે ?" તે કમનસીબ બેરોનેટ કંપીત સ્વરે બોલ્યો

"જ્યા તેની લાસ પડી હતી ત્યા આગ પુગી નહોતી એટલે તમારી પત્નીની લાશ જેવી ને તેવી હાલતમા મળી આવી હતી છાતીમા છુરી પણ કાયમ હતી જુરીની તપાસ થવાની હતી '

"ડોકટરની તપાસથી સાબીત થઇ જશે કે એલીનરનુ ખુન થયુ નહોતુ પણ તેણે આપઘાત કર્યો હતો"

"પ્રભુ કરે ને તેમ થાય."

"એમજ થશે" સર રીચર્ડે ખાત્રીપૂર્વક કહ્યુ અને તે ભોંયરામા પુનઃ ઘોર શાંતિ છવાઇ

પ્રિય વાચનાર ! બદમાસોની ભયકર પ્રપંચજાળમા ફસી પડી આ નિર્દોષ અમીર અહિ કેદ થયો છે તેને પોતાની નિર્દોષતા સાબીત કરી માર્ટીન ને શામ્સેને સજા કરાવવાની હોસ છે પણ આ ભયકર ભોંયરામાથી તેનો છુટકારો કોણ કરશે ?



# પ્રકરણુ ૧૨ મુ.

## પ્રેમમાં ફસી.

આજ કાલનુ મુબઇ પચીસ પચાસ વરસ પહેલાના મુબઇ કરતા ચમત્કારીક ફેરફારો બતાવે છે તેનીજ રીતે અમે જે સમયની વાર્તા લખીએ છીએ તે પછી આજ સુધીમા લડન પણ અજબ રીતે ફેરવાઇ ગયુ છે

પાલમાલ સ્ટ્રીટ બરાબર પાછળ સેટ જેમ્સ સ્કેવર છે આ બને મહોલ્લાઓના મકાનના પાછળના ભાગો એક બીજા સાથે મળેલા હોય છે ફેશનેબલ વર્ગને સુદર કીમતી વસ્રો વેચવા વાળી મીસીસ એસનુ રહેવાનુ મકાન પાલમાલ મહોલ્લામા હતુ. એજ મકાનમા પાછલા ભાગની જગા પણ તેણે ભાડે રાખી હતી જેનો આગલો દરવાજો સેટ જેમ્સ સ્કેવર તરફ હતો પાલમાલ સ્ટ્રીટમા તે દરજણ દુકાનમા વિધવિધ ઓરડામા સુદર મુલાયમ વસ્રો સુવ્યવસ્થીત રીતે ગોઠવી યુવાનીના નીશાને હમણાજ સ્વાદ ચાખતા યુવાન નરનારીઓને જાણે મસ્ત બનાવી રહ્યા હતા આ દુકાનમા ડગલુ મુકવુ એક વસ્ર જોવુ અને વગર ખરીદવે ચાલ્યા જવુ એ કજુસ સિવાય કોઇથી થઇ શકતુ નહિ બને મકાન એકમેકને અડોઅડ હતા અને અદરથી એક ઘરમાથી બીજા ઘરમા જવા આવવાને સગવડ હતી

વાચનાર ! જરા સાવધ થા અને બરાબર સાજના ૭ વાગે પ્રિયતમને મલવાને ધડકતી છાતીએ ત્વરીત વેગે પાલમાલ સ્ટ્રીટ તરફ એક ગાડીમા બેસી ચાલી જતી ઓકટેવીઆની મનોદશા જોઇ લે કીમતી વસ્રો, દુકાનની ભભક, રૂપરૂપની અબાર જેવી કન્યાઓ વિગેરેને જોઇ પોતાનુ રૂપ યાદ આવતા તે ગભરાઇ ગઇ દુકાનમાં પ્રવેસ કરતાજ ખધી મીસીસ એસે એને ઓળખી લીધી અને તેનું ભારે સ્વાગત કરવાની ધામધુમ કરવા લાગી આવો મીસ આવો. હમે તમારીજ રાહ જોતા હતા" કહી મીસીસ એસ આગળ ગઇ અને ઓકટેવીઆ તેની પાછળ ગઇ આમ તેઓ ૭ ઓરડા વટાવી ગયા પછીના ઓરડામા ઓકટેવીઆ દાખલ થતાજ અગાઉથી હાર્ડી તેની રાહ જોતો બેઠેલો નજરે પડયો તે નિર્દોષ બાળા અદર જતાજ

મીસ્ટર હાર્લીએ જોસથી તેને સેકહેન્ડ કરી મીસીસ બ્રસ ચુપચુપ ખસકી ગઇ જતા જતા મીસીસ બ્રેસે બહારથી દરવાજો બધ કરી દીધો અને એક લાચાર બાળા પ્રેમના પ્રથમ પાગલપણાથી એક અજાણ્યા શખ્સ સાથે એકલી પડી

મીસીસ બ્રેસનુ આ મકાન વેસ્ટ એન્ડના શ્રીમત લપટ પુરૂષો અને કુલટા સ્ત્રીઓનો એક ભયકર અડ્ડો હતો સ્ત્રીઓ પલમાલ સ્ટ્રીટમાથી આવતી અને તેમના આશકો સેટ જેમ્સ સ્કેવ માથી પધારતા

ઘરવાળીની ઉમર આશરે ચાલીસેક વરસની હતી એની જુવાની ઢળી ગઇ હતી તોપણ તેના ચહેરા અને બદનનુ તેજ હજુ જેવું તેવુ ન્હોતુ એના અગે અગમાથી વિલાસપ્રિયતા ઝળકતી હતી એનુ મો કઇક સપાટ અને પુરૂષ જેવુ હતુ પણ ઘાટ સારો હતો દાત મોતીને પાણી ભરાવે એવા હતા આખો કટીલી અને વાળ કાળા ભેર હતા હજુ એની ખુબસુરતીના પ્રશશકો મરી નહોતા ગયા

હમેશા એ ભપકામા રહેતી કોઇ કોઇ વાર એના પોષાક અચાનક કીમતી થઇ જતા આ ભેદનો જલદી પતો મળતો નહિ સવા અગીઆરેક વાગ્યા પછી એ એકવાર પોતાના રૂમમા જઇ દશ મીનીટમા નવી ફેશનનો નવો ગાઉન પહેરી બહાર આવી શકતી, અને પોતાના સુદર નાજુક પગોને ઝુલાવવાનો બહુ શોખ હતો ત્રણ વાગ્યાથી એ ચોટલો વાળવા માડતી અને તે વખતે દાસીઓને પોતાની અનેક પ્રકારની વિલાસી વસ્તુઓ બતાવી અદેખાઇ ઉપજાવતી એનો સ્વભાવ મનોહર, અવાજ મધુર અને મોં હસમુ હતા, સુદર સુદર નાદાન બાળકીઓ એની દુકાનમાં નોકરી કરતી હતી. એ જાતે સવની સાથે ખાવા બેસતી હતી અને તેમના દીલ જીતી લઇ પોતાની નીચ યોજના પાર પાડતી એકએકથી અદભુત રત્નો આ જગ નરકાગારમા ભેગા થયા હતા પણ હાલના ઇગ્લડના અમીરો અને રાજાઓના પુત્રોને પોતાની પ્રજાની કન્યાઓની પવિત્રતા માટે સમશેર ખેચવાની તાકાત રહી નહોતી કેટલીક ગરીબ સ્ત્રીઓ પૈસાના પાપી લોભથી એ ગરતામા ફસી હતી આ બલાની દુકાન પદર વર્ષથી અહી ચાલી રહી હતી. એ આવી ત્યારે એ કોણ હતી ? કયાથી આવી ? તે કોઇ જાણતુ



"નહિ ચુંબન પ્રેમની સોના મહોર છે " હાર્લીએ કહ્યું
( પાનુ ૭૧ )

J A P W

નહિ એ વિધવા ગણાતી પણ એના ધણીનુ નામ શુ? તે શુ ધધો કરતો હતો? ને કોઇને તેણે જણાવ્યુ નહોતુ એને દુકાન ખોલતા મુડીની તગી નડી નહોતી આવકમાથી ખરચ ચાલવા લાગ્યો વળી શ્રીમ તોને યે આખો મીચીને આપતીજ રહી અને બબ્બે ત્રણ ત્રણ વરસ સુધી ઉઘરાણી ન કરી આવી ભલી દરજણ એ વખતની ભીખારી અમીર જાદીઓને ક્યાથી મળે? બ્હારથી એની દુકાન આબરૂદાર ગણાતી હતી પણ તેની અદર શુ થાય છે બહુજ થોડા માણસો જાણતા હતા

"તુ તારા વચન પ્રમાણે અહી આવી તે માટે તારો કેમ આભાર માનવો તેજ હુ સમજી શકતો નથી મને ડર લાગતો હતો કે રખેને મને તું નિરાશ કરે–રખેને કોઇ કારણસર તુ ન આવી શકે," મી૦ હાર્લીએ કહ્યુ

"ધર્મ એમજ કહે છે કે મારે એકલા કદી ન આવવુ જોઇતુ હતુ પણ"

ઓકટેવીઆના એ શબ્દો સાભળી હાર્લી બોલ્યો "તારી આવવાની મરજી તો હતીને?"

"મરજી ન હોત તો આવત ખરી?" આટલુ કહી ઓકટેવીઆએ ઓરડામા પહેલીજવાર ચારે તરફ નજર કરી ભય તથા આશ્ચર્ય કપિત સ્વરે હાર્લી તરફ જોઇ તે બોલી "જે સ્ત્રી મને લઇ આવી હતી તે ચાલી કેમ ગઇ?"

સ્નેહ ભરી નજરે પોતાની પ્રાકડી સાથીને હાર્લી દુનીઆદારી સમજાવતો બોલ્યો "એ સમજુ છે એ જાણે છે કે પ્રેમ શુ ચીજ છે, એ એ જાણે છે કે પ્રિય જનોને એકાત ગમે છે આપણે એક બીજાને કઇ કઇ વાતો કહેવાની હશે તે એ માયાળુ બાઇ સારી રીતે જાણે છે તેથી એ ચાલી ગઇ

"ડરે છે શા માટે? પ્રિયે! મારો પ્રેમ કેટલો અગાધ છે તે તું જાણે છે! કે કાલે રાતે શરાબના નીશામા મે એ વાત બકી દીધી હતી હુ હમેશા પ્રેમ અને દયાથીજ કામ લઇશ જબરજસ્તી કે સખ્તાઇ તારા પર કોણ ગુજારી શકે?"

"નહિ જ્યોર્જ ! નહિ મને તમારા પર પુર્ણું વીશ્વાસ છે"

હાર્લીએ એને કમરમાથી પકડી એની રીતે પોતાના તરફ ધીમેથી ખેચીને કહ્યું 'ત્યારે વહાલી ! હુ જીદગીભર તને ખુશ મીજાજ રાખવાની હુ કોશીશ કરીશ"

હાર્લીનો પોષાક રાજવશી હતો તેનુ વર્તન અમીરી હતુ તેના ખમીશની કીમતી લેસ ખાસ ધ્યાન ખેચતી હતી કોટ પાટલુન અને રેશમી મોજા તથા કાળા બુટની શોભા પણ નારાળી હતી આ સમયે એની પ્રેમીકાની નજરે એની આગળીમા ચમકતી રત્ન જડીત વીટીથી એની સુદરતા અજેબ થઇ ગઇ એની ખાત્રી થઇ કે એ કોઇ રાજવશીનુ જીગર મારી આવી છે એને જરા ડરતો હતો પણ જ્યારે હાર્લીએ એને જોસથી પકડીને પોતાની નીકટ ખેચી ત્યારે એ થરથર ધ્રુજવા લાગી એનુ કલેજુ કમ કમી રહ્યુ હાર્લી પોતાની જાળમા ફસેલી બાળાના લમસે લમ ગાલાવી અધરા મૃતનું પાન કરવા લાગ્યો ત્યારેજ આ નિર્દોષ યુવતીને અનિર્વચનીય પ્રેમ વીણાના સગીતનો નાદ લાગ્યો અને તે પાચ મીનીટ શાન્ત રહી

તે તેના સોનેરીવાળો સાથે રમવા લાગ્યો તેના રેશમ જેવા વાળ, કોમળ ગુલાબી ગાલોને ચુમતા તેની રેશમપર ફરફરી રહ્યા હતા. હાર્લી નિર્દોષ પ્રેમની મસ્તી કરે છે એમ માની ઓક્ટેવીઆએ મધુર સુખ શાતિથી ચાખી રહી હતી

"જ્યોર્જ ! તમે તો કહેતા હતા કે તમારે મને ઘણુ ઘણું કહેવાનુ છે?" ઓક્ટેવીઆ કઇક કરૂણ છટા પણ હતી

'હા બાળા!–" હાર્વી અતિ કોમળ મધુર અવાજે બોલ્યો "હુ તમને કેટલા અચલ પ્રેમથી ચાહુ છુ એ હું તને શી રીતે સમજાવુ? આ વખતે આપણે એક સ્થાને બેઠલા છીએ આ બીનાનું મને અભિમાન છે એ આનદનુ વર્ણન કવિઓની શુષ્ક વાણીથી થવાનુ છે? મને એ અસીમ આનદનો અત નથી મળતો વિચારતા વિચારતા પાગલ થઇ જાઉ છુ જ્યારે સુવિજ્ઞ દર્શનશાસ્ત્રી અત્યત વિચાર કરવા છતા આ અનત વિશ્વનો અત નથી જાણતો ત્યારે અત્યત મુઝાઇ જાય છે તેવીજ રીતે હુ પણ વ્યાકુલ થઇ ગયો

છુ ખરી વાત એ છે કે મારો પ્રેમ અતસૂન્યની પેઠે વિશ્વવ્યાપી અને ચીરસ્થાયી છે આ શબ્દો સિવાય મારો પ્રેમ કેમ પ્રગટ કરતો તે હુ જાણુતો નથી એ સિવાય તને મારા પ્રેમની સાબીતી આપવી માટે બીજુ કશુ નથી કહે વ્હાલી, કહે, કદી રાતને વખતે તારા પૂર્ણું આકાશને જોઇ તે કદિ એવો વિચાર કર્યો હતો કે તારો અતરાત્મા અનત આકાશની પેઠે અનત ભાવથી વીકસીત થવા લાગ્યુ છે? કલ્પનાબળે અતમા કદી મનમા ને મનમા એવો વિચાર કર્યો છે તારો આત્મા વધુ આગળ ન જતા છેવટે કલાન્ત, અને ક્ષુબ્ધ થઇ ફરીથી પોતાના પાર્થિવ શરીરમા આવી પુગ્યો છે? જો તુ એવા વિચારવાળી હશે તો મારો તારા પરનો અસીમ પ્રેમ સમજી શકશે. પણ મારો પ્રેમ તને કેવી રીતે સમજાવુ તેજ મને સમજાતુ નથી ત્યારે મને કેટલુ બધુ દુ:ખ થતુ હશે?"

પોતપોતાનુ મન પીગળાવવાની પોતાના આશકની આવી મીઠી વાતો કઇ રમણીને ગમતી નથી? ઓકટેવીઆને તે સાભળી અપાર આનદ થયો પણ તેનુ વર્તન તેના પવિત્ર આત્માને ન રૂચ્યુ. તે બોલી "જ્યોર્જ! તમે આવા બનાવટી પ્રેમથી મને કલકિત કરવા માગો છો?"

"નહિ ચુબન પ્રેમની પવિત્ર સોનામહોર છે"

"તમે મને શુ હુકમ કરો છો જ્યોજ?"

"તું મારી થઇ જા"

"હુ તમારીજ છુ"

"નહિ એમ નહિ—આમ—" કહી આવેશથી ઓકટેવીઆનો હાર્લીએ હાથ પકડયો. બાળા તેની આખોમાની નીચ વાસના ઓળખી ડરી ગઇ તે ઘુટણીએ પડી કરગરતે અવાજે બોલી

"મને માફ કરો"

"જા તુ મને નથી ચાહતી." કહી ધુર્ત હાર્લીએ તેનો હાથ છોડી ઓરડો છોડી જવા લાગ્યો આ સમયે ઓકટેવીયાનો ઉન્મત પ્રેમ પાગલ બન્યો તે હાર્લીને કરણુ પ્રાર્થના કરતી વળગી પડી ને પવિત્ર ઓકટેવિયા પતીત થઇ.

# પ્રકરણ ૧૩ મું.

## ભેદમા ભેદ.

દશ વાગ્યા પછી ઓકટેરીયા મીસીસ બ્રેસની દુકાનમાથી એકલી બહાર નીકળી હાર્લીએ એને સમજાવી દીધુ હતુ કે જો બન્ને સ થે બહાર નીકળશે તો દુકાનની "પ્રતિષ્ઠા"ને કલક લાગી જશે જુદા પડવા પહેલા હાર્લીએ ચાલાકીથી ફરીથી મળવાનુ વચન પણ લઇ લીધુ હતુ

પ્રિય વાચક ! હવે પેલા અધારા ભોયરામા કેદ થયલા સર રીચર્ડ અને પેજ તરફ નજર કર સર રીચર્ડની કરમ કથા પુરી થયા પછી બન્ને જણા ઉઘી ગયા આ કુદરતી નીંદ ન હતી પણ થાકતી નીંદ હતી જેમ તેમ રાત ગઇ પણ ત્યા સૂર્ય કીરણ જણાય તેમ નહોતુ ઘોગરદમ અધકાર–ઘોર અધકાર છવાઇ રહયો હતો

અચાનક દરવાજાની લોખડી સાકળ ખખડી દરવાજો ઉઘડયો અને એક આદમીએ કરડા સ્વરે પુછયુ "કેમ સર રીચર્ડ તમારા દોસ્ત કેમ છે?"

"ઠીક છે"

સર રીચર્ડે જવાબ આપ્યો "વાત એમ છે સર રીચર્ડ કે એલ્સ બરીમા જે ભયકર બનાવ બન્યો છે તે પછી લોકો તમારે માટે કેવા નીચ ખ્યાલ બાધી રહ્યા છે તે જો હુ તમને કહેત તો તમે મારી વાત બનાવટી ગણી લેત પણ મી૦ પેજ સઘળી વાત જાણે છે અને એમની વાત પરથી તમે દુનીયાની નજરે કેવા પાજી છો તે સમજી શકયા હશો" પેલા શખસે કહ્યુ

"સાઇ, મને કેદ કરવા માટે મારા દુશ્મનોએ તને મોટી રકમ આપી હશે પણ હજુ હુ સાધન વીનાનો નથી હુ ! અત્યારે પણ હુ એક એવા માણસ ઉપર ચીઠી આપી શકુ છુ કે જે મને છોડી દેવા માટે એક હજાર પાઉડ ન્યોચ્છાવર કરી નાખશે" સર રીચર્ડે લાચનુ પ્રલોભન બતાવ્યુ.

"બસ બસ, ચાલાકી રહેવા દો છુટવુ હોય તો ચુપચુપ આ કાગળ પર સહી કરો નહિ તો કેદમા સડયા કરો પેલો શખસ છેલ્લે પાટલે બેઠો

"ઠીક છે" રૂવાબથી બોલી બેરોનેટ ચુપ થઈ ગયો

"કેમ મી૰ પેજ ! જાગો છોને ?" હવે પેલા મવાલીએ પેજ તરફ ફરીને પુછયુ

"હા" પેજે જવાબ આપ્યો"

"જો તમે કેદમાથી છુટવા માગતા હો તો મેસસ હડસન એન્ડ મોર્લી પર ચીઠી લખી આપો જો તે ૫૦૦ ગીની મોકલી આપશે તો કાલ યા પરમ દીવસે તમારો અહીથી છુટકારો થઇ જશે"

"પાચસો પાઉડ !" નીરાશ થઈ પેજ પોકાર્યો" એટલા તો એ લોકો કદી નહિ આપે"

"અરે ! લખી તો જુઓ ! લખવામા શુ જાય છે ?"

"લાવો, ખડીયો કલમ લાવો" પેજ બોલ્યો

તે ઓરડામા ભયકર અધકાર હોવાથી પેલો મવાલી પેજને બાજુના ઓરડામા લઇ ગયો જતી વખતે તે ભોયરૂ બરાબર બધ કરવાનુ ભૂલ્યો નહોતો પેજ જે ઓરડામા બેઠો હતો ત્યાથી દૂર દૂર સુધી નજર કરવા લાગ્યો પણ તે મકાન લડન અથવા કયા શહેરમા આવેલુ છે તેને સમજી શકયો નહિ અતે નીરાશ થઇ તેણે પોતાના માલીક ઉપર નીચેનો પત્ર લખ્યો –

મી૰ હડસન,

વુડ સ્ટ્રીટ,

વ્હાલા સાહેબ,

જે લોકોને હુ ફસાવા ચાહતો હતો તેમના ફદમાં હુજ ફસી ગયો છુ નમાજ પઢવા જતા મસીદ કોટે વળગવા જેવી વાત બની છે હું એક ભયકર ભોયરામા સડી રહ્યો છુ. એ સ્થળ કયા આવ્યુ છે તેની કઇ ખબર પડતી નથી જે લોકોએ મને કેદ કર્યો છે તેઓ મને પાંચસો પાઉડ લીધા વીના છોડવા માગતા નથી તેમનાજ

એક માણસના કહેવા પ્રમાણે આ પત્ર હુ લખી રહ્યો છુ હવે મહેરબાની કરી સોનાની પાચસો નગદ ગીનીઓ એક થેલીમા ભરી તેપર જે એચ. પી લખી હોર્સલી ડાઉનમા એગર્સ સ્ટાફના શીરનામે મોકલી આપજો એટલુ થયા પછી છ કલાકમા હુ આપની તહેનાતમા ખડો થઈ જઇશ અમલે અથવા બીજો કોઇ મને શોધી કાઢશે એવી ભ્રમણામા પડશો નહિ

લી૰ સેવક, જે. એચ પેજ.

આ ચીઠી લઈ પેલો મવાલી બોલ્યો "શાબાસ. તુ ભલો માણસ છે ઉભો રહે તને જરા ગમ્મત કરાવુ " એમ કહીને શરાબ વાસણો તથા પ્યાલા રકાબી રાખવાની અભરાઇ તરફ ફર્યો એજ પળે પેજની નજર ટેબલની નીચે પડેલી એક મજબુત કાનસપર પડી વીજળીના ચમકારા જેવી સ્ફૂર્તીથી તેણે તે કાનસ ઉપાડી લઇ ડગલાના અસ્તરમા છુપાવી દીધી

પેલો માણસ શરાબની બાટલી લઇ આવ્યો પેજને એક પ્યાલી પાઇ અને બે ટીનના ડબ્બા તથા બે પાઉ રોટી આપી તે પેજને ભોયરામાં પહોચાડી આવ્યો અને પછી તરત દરવાજો બધ કરી વીદાય થઇ ગયો

ભોયરામા કેટલીકવાર પેજ અને સર રીચર્ડ ચુપચુપ ખાતાજ રહ્યા પછી પેજે ધીમા સ્વારે કહ્યુ

"શું અહીથી નાસી જવુ તમે અશક્ય ધારો છો?"

"ન્હાસી જવુ!" આ શબ્દ સાભળતા બેરોનેટની નસો ઝણઝણી રહી" એ કેમ થઇ શકે? દરવાજા મજબુત છે દીવાલો પથર જેવી છે અને આપણી પાસે એક બુઠ્ઠો ખીલો પણ નથી '

મ્હારી પાસે એક સુંદર કાનસ છે જરા જુઓ તો ખરા

"બ્હારથી સાકળ લાગી છે જો દરવાજો તોડવા જઇશુ તો ઉપર અવાજ સભળાશે."

"દરવાજાને હાથ લગાવવાની કઇ જરૂર નથી હુ હમણા બહાર ગયો ત્યારે બધુ બરાબર જોઇ આવ્યો છુ આ મકાન ઘણુ ન્હાનું છે. જેટલુ લાબુ આ ભોયરુ છે એટલુજ લાબુ આ મકાન છે એની

બાજુમા જે કોઇ ઓરડો હોય તો તે બીજા મકાનનો છે. માની લો કે આ દીવાલની પાછળ એક ઓરડો છે. આપણે તેમા જવાની કોશેશ કરીશુ મ્હને આશા છે કે એ મકાનના લોકો આપણા દુશ્મન નહી થાય ગમે તે થાય પણ કોશેશ તો કરી જોઇએ. આ કાનસથી આપણે થોડા વખતમા આ દીવાલમા એવુ મોટુ કાણુ પાડી શકાશુ કે સહેલાઇથી આપણે આ મકાનમાથી પેલા મકાનમા જઇ શકીશુ" પેજે ખુલાસો કર્યો.

"પ્રભુ કરે ને તમારી યોજના ફળે આપણે બન્ને મહેનત કરીશું. લાવો શરૂઆત હુ કરૂ"

'નહિ પ્હેલ હુ કરીશ પણ પેલો માણુસ કદી બત્તી લઇને આવે છે કે ?"

"નહિ કદી નહિ."

આ સાભળી પેજને નીરાત થઈ અને તે દીવાલપર કાનસ અજમાવવા લાગ્યો લગભગ એક કલાક તેણે સખ્ત મહેનત કરી પણ એક ઈંટ પણ ન ખસી ઉપરતુ એક ઈંચ મોટુ પ્લાસ્ટર કાનસનો ભોગ થઇ પડ્યુ હતુ હવે સર રીચર્ડનો વારો આવ્યો લગભગ બે વાગે એક ઇંટ ઉખડી ગઇ અત્રે આ કામ થોડીકવાર બધ રહ્યુ કેમકે કેદીઓ માટે ખાણુ લઇ જેલર આવવાનો વખત થઇ ગયો થોડીજવારમા જેલર આવ્યો અને તેણે બટાકાનુ શાક, ખીર, ગોસ્ત, વગેરે ભોજન રજુ કર્યું અરધો કલાક પેટપુજામા ગયો જેલર ચાલ્યો ગયો પુન ખોદકામ ચાલ્યુ એક ઈંટ ઉખડી જવાથી હવે કામ ઘણુજ સ્હેલું થઇ ગયુ હતુ બન્નેએ પૂરજોસથી દીવાલ ખોદ ખોદ કરી, અંતે બાકોરૂ પાડયુ પેજે મો અદર નાખી જોયુ તો બાજુનુ મકાન પણ ભોયરા જેવુંજ જણાયુ બન્ને એ બાકામાથી બાજુના મકાનમા કુદી પડયા, સારે નસીબે એક ઓરડાનુ બારણુ ખુલ્લુ હતું પેજે ધીમે રહીને દરવાજો ખોલ્યો, ભયકર અધારૂ છવાયુ હતુ. આધળાની માફક બન્ને હાથો આગળ રાખીને પેજ આગળ વધવા લાગ્યો પાચ દસ કદમ જતા તેના હાથે એક સીડી અડકી અત્યત સાવધાનીથી તે સીડીપર ચડવા લાગ્યો. સર રીચર્ડ

તેની પાછળ આવતો હતો આ સમયે પણ ભયંકર અંધકાર અને નિર્જનતા છવાયા હતા અંતે બન્ને સીડીના નાકાપર પહોચ્યા ત્યા તેમને કંઇક પ્રકાશ નજરે પડયો અને દરવાજો કયા પડયો છે તે બન્ને જાણી શકયા પ્રકાશ એટલો ઝાખો હતો કે એક બીજાના મ્હો પણ દેખાતા ન્હોતા કંઇ અવાજ ન થાય એવા ડરથી બન્ને બહુ સાવધાનીથી ડગ ભરતા હતા આખરે પેજ મુખ્ય દરવાજા આગળ જઇ પહોચ્યો તે બંધ હતો પણ ચાવી તાળાની અંદરજ હતી તેણે ધીમેથી તાળુ ખોલી નાખ્યુ આહ ! હવે સ્વતંત્રતાની–છુટકારાની પળ આવી, એ પળે પેજની છાતી આનંદથી ઉછળી રહી પણ તે ઘણો સાવધ માણસ હતો જો બન્ને સાથે બહાર નીકળી જશે અને દુશ્મનનો કોઇ માણસ બ્હાર ફરતો હશે તો તેની તરત નજર પડશે એમ ધારી તેણે સર રીચર્ડનો હાથ પકડી તેને બારણામાથી બ્હાર કાઢી મૂકયો પોતાને પ્રથમ બ્હાર કાઢવામા પેજે ઉદારતા વાપરી છે એમ સર રીચર્ડ સમજયો પણ પેજની ખરી મતલબ અત્યત સાવધાનીથી કામ લેવાની હતી

સર રીચર્ડને બહાર કાઢયા પછી પેજે પુન બારણા બંધ કરી દીધા અને તે ચુપચુપ ઉભો રહ્યો. એજ પળે ઉપરના ઓરડામાથી કોઇ દુખી અને દર્દી માણુસના કાસવાનો અવાજ આવ્યો પેજ ચોકયો તોપણુ તે લક્ષપૂર્વક સાભળવા લાગ્યો તેને લાગ્યું કે માનસીક અને શારીરીક દુખથી પીડીત થઇ કોઇ ચીસ પાડી રહ્યુ છે એ દર્દી કોણુ છે તે જાણુવાની પેજને પ્રબલ જીજ્ઞાસા થઇ દાદર પાસે જઇ તે આતુરતાથી ઉપરથી આવતો કરૂણુ અવાજ સાભળવા લાગ્યો

"ઓહ ! કેવુ ભયંકર ! હુ એકલો અહિ મરી રહ્યો છુ–બધા તજી ગયા–હુ એકલો–તદ્દન એકલો–આ સુમસામ મકાનમાં એકલો પાણી પાણી કરતો મરી જાઉ છુ શુ કોઇ નહિ આવે ? હાય ! ઇશ્વર !–"

આ તુટયા ફુટયા શબ્દો સાભળી પેજની ખાત્રી થઈ કે કોઈ કોઇ દર્દીજ ઉપર છે તે દાદર ચઢી જે ઓરડામાથી અવાજ આવતો હતો તેમા સીધો ઘુસી ગયો એક તૂટેલા ખાટપર મેલા

બીછાનાપર એક વૃદ્ધ માણુસ પડયો હતો તેના ચ્હેરાપર મોતની ફીકાશ આવી ગઈ હતી આંખો ઉંડી ઉતરી ગઇ હતી તેના મ્હોપરનું તેજ મરી ગયુ હતુ અને તેના એકંદર દેખાવ પરથી એમજ લાગતુ હતુ કે તે હવે ઘડી બે ઘડીનો આ દુનિયાનો મહેમાન છે તેના ગાલ પર કરચલી વળી ગઇ હતી દાઢી મુછ અત્યંત વધી જવાથી ચહેરો કનમણો થઇ ગયો હતો આ કમનસીબ વૃધ્ધ એક હાથ પર માથુ રાખી બીજા હાથે દીવાનાની પેઠે ચાદર પકડી તેના આંક વાળી રહયો હતા.

ઘરમાનો સામાન અવ્યવસ્થીત પડયો હતો દિવાલની અંદર જડી લીધેલા એક નાના કબાટમા ખાવા પીવાની સામગ્રી હતી. એક જગ્યાએ બે ચાર શીલીંગ અને કેટલીક પેનીઓ પડી હતી. દીવાલો પર અનેક કાળા ડાઘ હતા

ઓરડામા ઝાંખી બત્તી ટમટમી રહી હતી પેજને જોતાજ પેલા જઇફ દર્દીના મ્હોપર આશા ચમકી પેજે તેને પાણી પાઇ પુછ્યુ

"બોલો, બીજુ શુ કરૂં ? તમે આટલા બીમાર છો છતા એકલા પડયા છો–"

"હા ભાઇ ! એકલો–તદન એકલો પડયો છુ મારી બદમાસ પુત્રી જુલીયા બાપને એકલો છોડી ઘણા વખતથી ઘણા વખતથી "

'તમને ભૂખ લાગી છે ? હુ તમને કંઈ ખવડાવુ–" કહી પેજ ખોરાક લેવા ઉઠયો.

"નહિ ભાઇ ! નહિ મારે ખાવુ નથી. હુ મોતની રાહ જોઇ રહેલો છુ –"

"તો હુ ડોકટરને બોલાવી લાવુ–" પેજ બોલ્યો,

નહિ–નહિ–હવે મને કંઈ આશા નથી હવે મને કોઇ બચાવી શકે એમ નથી. હુ મોતની નજીક જતો જાઉ છુ કંઠ રૂંધાઇ જાય છે, આંખો તેજ હીન થઇ જાઇ છે ભાઇ, તમે કયા છો ? બત્તી કેમ બુઝવી નાખી ?" આ વખતે તો તે વૃધ્ધનો ચહેરો ઘણો ભયંકર થઇ ગયો.

"હુ અહિ છુ. બત્તી બુઝાવી નથી બોલો તમારે કંઈ કહેવુ છે ?" પેજ દીલસોજ સ્વરે બોલ્યો.

"જરા મારી પાસે આવો મારા મ્હો આગળ તમારો કાન લાવો--મારા તકીઆની નીચે હાથ નાખો--બરાબર મારા માથા પરના ઉશીકાની નીચે ત્યાથી પોકેટ લઇ લો--જુલીઆને કહેજો--મારો જાન જાય છે ઓહ! પ્રભુ! ક્ષમા! દયા! હન્ના! જુલીયા! ક્ષમા! દયા!"

એજ પળે તે વૃધ્ધનો આત્મા ઉડી ગયો.

એજ પળે તે ઓરડામાનો ઝાખો દીવો પણ બુઝાઈ ગયો પેજ આ જોઇ ડરી ગયો હમણાજ પેલો બુઢો મરણ પામ્યો હતો, એકાત જગ્યા હતી તેમા દીવો બુઝાઇ જવાથી મનુષ્યની મનોદશા કેવી વિચિત્ર થઇ પડે ? કેદમાથી છૂટવા માટે પેજના હૃદયમા કેટલાક સમયથી ઉત્સાહ ઉછાળા મારી રહ્યો હતો પણ આ બનાવથી તે વ્યાકુળ થઈ ગયો અચાનક તેના મનમા એક પ્રકારનો આતક ઉત્પન્ન થઇ ગયો

પેલા વૃધ્ધના ઉશીકાની નીચેથી પેજે જે પોકેટ બુક કાઢી હતી તે લઇ અતિ ઝડપથી તે નીચે ઉતરવા લાગ્યો જાણે કોઇ ભૂત યા પીશાચ તેની પાછળ પડયા હોયની તેમ તે નીચે ભાગી જતો હતો ચારચાર પગથીયા કૂદી તે દાદર ઉતરી ગયો અને મુખ્ય દરવાજા પાસે આવયો ત્યારેજ તેના જીવમા જીવ આવ્યો પોકેટ બુક સભાળીને રાખવા માટે તે જરા થોભી ગયો એજ પળે બહાર નીકળવાના ડરથી તે ફરીથી ગભરાયો મૃત્યુનુ ભયાનક દૃશ્ય જોઇ તે ગઇ રાતના બધા બનાવો ભૂલી ગયો હતો હવે તે ફરીથી યાદ આવ્યા તેને હવે યાદ આવી કે તે ભોયરામાથી નાસી આવ્યો છે અને બ્હાર જતા જો તેને મેગ્શમેનનો કોઈ માણસ જોઈ જશે તો તેના બાર વાગી જશે આવા ભયકર વિચાર આવવા છતા જે મકાનમા મુરદુ પડ્યુ હતુ ત્યા વધુ વાર રહેવાની તેની હિમ્મત ચાલી નહિ પેજ પોતાનાજ પડછાયાથી ડરવા લાગ્યો. પેલા મૃત બુઢ્ઢાનો પ્રેતાત્મા તેને પકડવા માટે દાદર પરથી ઉતરે છે એવો તેને ભાસ થવા લાગ્યો

અતે તે જીવપર આવ્યો, દરવાજો ખોલ્યો અને બ્હાર મ્હે કાઢી આસપાસ નજર કરી કોઇ માલુમ ન પડવાથી તેના દીલને

જરા ટાઢક વળી તે બહાર નીકળ્યો ઉતાવળથી આમ તેમ નજર કરતા તેને જણાયુ કે ગલીમાના સઘળા મકાનો જર્જરીત હાલતમા હતા મહોલ્લામા ગરીબો અને હલકા માણુસો વસતા હતા એક ક્ષણુ પેજ પોતે જે મકાનમા કેદ હતો તે અને હમણા જે મકાનમાથી બ્હાર નીકળ્યો તે બન્નેને જોતો ઉભો રહ્યો જે મકાનમા તે કેદ હતો તેની ઉપલી બારીમા રોશની નજરે પડતી હતી એ જોઇ પેજ બબડયો "બદમાસો મોજથી સુતેલા જણાય છે તેમને ખબર નથી લાગતી કે બોયરૂ ખાલી પડયુ છે"

હવે તે અત્યત વેગથી ગલીને નાકે ગયો ત્યા જઇ તેણે ગલીના નામવાળુ પાટીયુ વાચવાની કોશેષ કરી પણ તેનો હેતુ સફળ થયો નહિ ગલીમાથી બ્હાર નીકળી તે એક લાબી, સાકડી કાચી સડકપર જઈ પહોચ્યો આ રસ્તાપરના મકાનો પરથી તેની ખાત્રી થઇ ગઈ કે અહિ પણુ હલકા માણુસોનોજ નિવાસ છે તે ગમે તેમ રસ્તો કાપવા લાગ્યો કોઇ જગ્યાએ ભાડાની ગાડી મળી જશે એવી તેને આશા હતી પણુ કયાય પણુ ગાડીનો સ્ટેન્ડ જણાયા નહી, રસ્તામા બે ચાર માણુસ જતા જણાયા તેમને તે કઇ પૂછી શકયો નહિ કઇક પૂછવાથી કોઇને કઇ શક ઉપજે ને વળી પાછી આફત આવી પડે એવા ભયથી તે ચુપચુપ માર્ગ કાપતો રહ્યો

અચાનક કોઇ દેવળના ઘડીયાળમા બે વાગ્યા થોડીવારમા પેજ બ્યાપીંગ સ્ટ્રીટમા જઇ પહોચ્યો આ રસ્તો પેજ જાણુતો હતો હવે તેની ખાત્રી થઇ કે તેને લડનના પૂર્વ ભાગમા કેદ કરવામા આવ્યો હતો. પણ એનુ કેદખાનુ એ ફરીથી શોધી શકે એમ ન્હોતુ ગમે તેમ હો પેજને સીધો રસ્તો મળી ગયો પોણા કલાકમા તે ટાવર હીલ જઇ પહોચ્યો ત્યા તેને ભાડાની ગાડી મળી ગઇ અને તેમા બેસી રાતે ત્રણુ વાગે પેજ જ્યોર્જ એન્ડ વુલ્વર હોટલમા ફરીકામ થવાને ભાગ્યશાળી થયો



# પ્રકરણ ૧૪ મું.

## પોલીન માટે પથરાતી જાળ.

પોલમેલ સ્ટ્રીટમા મિસીસ ભ્રેસની દુકાનમા મી૦ હાર્લી એક ઓરડામા મિસ ઓકટેવીઆના પ્રેમમા લીન થઇ ગયો હતો તેજ સમયે એ દુકાનવાળા મકાનના એક બીજા ઓરડામા એક ઔર બનાવ બની રહ્યો હતો

રાતના નવ વાગી ગયા હતા. દુકાનમા માલ વેચનારી યુવતીઓ દુકાન બધ કરવાની તૈયારી કરી રહી હતી મીસીસ ભ્રેસ સર્વના કામપર નજર રાખતી હતી એ પળે સેટ જેમ્સ સ્કવેરવાળા મકાનમાથી એક નોકરે આવી મિસીસ ભ્રેસને ધીમે સ્વરે કઈ સદેશો સુણાવ્યો.

"ઓહો! લોર્ડ ફ્લોરેમલ!–" આનદથી આ બે ત્રણ શબ્દો બોલી મિસીસ ભ્રેસ પોતાના ખાસ દિવાનખાનામા ગઇ

દિવાનખાનુ નાનુ પણ સુસજ્જિત હતુ. તેમાના રાચરચીલા પરથી મિસીસ ભ્રેસની કલા પ્રિયતાનો ખ્યાલ આવતો હતો બનાવટી ફૂલોથી શોભી રહેલા કેટલાક ફ્લાવર વાઝ, સુદર તસ્વીરો, ફ્રાન્સની બનાવટનુ ટાઇમિપીસ ઘડીઆળ, પાચ છ ઇચ મોટી હાથીદાતની કેટલીક સુદર મૂર્તિઓ, બુક કેસમા શોભતા પુસ્તકો–વિગેરેથી દિવાનખાનાની શોભામા અનેરિ વૃધ્ધિ થતી હતી એક બાજુ સગડીમા અગ્નિ ધીખી રહ્યો હતો બતીના પ્રકાશમા બારીપરના રગીન પરદાઓની સુદરતા ચમકી ઉઠી હતી

એ ઓરડામા એક આરામ ખુરશીપર એક નવયુવક બેઠો હતો અને વારવાર ઘડીઆળ તરફ જોતો પોતાના હાથમાની સોનાની મુઠવાળી લાકડીથી ધીમે ધીમે બુટપર તાલ મારતો હતો તે લોર્ડ ફ્લોરેમલ હતો અચાનક તેનો મોટો ભાઇ ગુજરી જવાથી તેને પરપરાથી ચાલતો આવેલો લોર્ડનો ખિતાબ અને અગાધ સપત્તિ મળી ગયા હતા હજુ તેના શોકદર્શક કાળા વસ્ત્રો ઉતર્યાં ન્હોતા પણ એ શ્યામ વસ્ત્રો પણ તેને ખૂબ શોભી રહ્યા હતા. તેને

કુદરતેજ એવી ખુબસુરતી બક્ષી હતી કે તે વધારવાને કૃત્રિમ સાધનોનો ઉપયોગ કરવો પડતો નહિ તેનું વદન પહુદી ર જેવું મોહક હતુ તેનુ વય બાવીસ વર્ષનુ હતું મુછનો દોરો હજુ ફુટયો ન્હોતો. દાઢીપર અસ્રો ફેરવવાની જરૂર હજુ પેદા ન્હોતી તેના દાત મોતી જેવા સફેદ હતા નાક નાનુ અને પા હતુ ઓઠ પાતળા હતા અને તેપર ગુલાબી સુરખી હતી કાન મુલાયમ જણાતા હતા તેના લાબા ઘુઘરાયલા વાળ તેના ખભા વીખરાઇ તેની સુદરતામા અપૂર્વ વધારો કરતા હતા ઉન્નત અને પ્ર લલાટની ઉપર બરાબર મધ્ય ભાગમાથી વાળની સેથી પડવાથી મ્હો આબાદ સ્ત્રી જેવુ લાગતુ હતુ તેની આખો મોટી, કાતિલ મદમાતી હતી તેના અગ પ્રત્યગમા વિલાસપ્રિયતા ઝળકી હતી તેનુ કદ પુરૂષોથી જરા નાનુ અને સ્ત્રીઓથી મોટુ હ શરીર સુડોળ અને તદુરસ્ત હતું અવાજ રમણીઓ જેવો મ અને મોહક હતો તેની વાત કરવાની છટા પણ આકર્ષક હતી વિલાસી હતો પણ લમ્પટ ન્હોતો ખડખડાટ હાસ્ય કે બીભત્સ બ તેને ગમતા નહિ તે સુદરીઓનો પૂર્ણ ભક્ત હતો છતાં શરાબ શોખીન ન્હોતો તેને પુરૂષ મિત્રો ગમતા નહિ પણ સ્ત્રીઓ સહવાસમા તે કલાકોના કલાક ખુશીથી ગુમાવી નાખતો કોઇ નવ રમણીને જોતાજ તે હ્રદય ગુમાવી બેસતો તેનુ હ્રદય ઉદાર વિચારો ઉમદા હતા ખુશામતી મિત્રોને તે કદિ પૈસા ધીરતો ના પણ યોગ્ય પાત્ર જોઇ સેકડો ગીનીઓ દાનમા આપી દેતો હ સુધી તેણે લગ્ન કર્યું ન્હોતુ અને લગ્નની બેડીમા જકડાવાની તે મરજી પણ ન્હોતી એક સ્ત્રીને ગળે બાંધી આખી જીંદગી ગાળવા વિચારજ તેને અસહ્ય લાગતો તેની પાસે અઢળક લક્ષ્મી હ તેના શીર પર માતાપિતા વા બે બોલ બોલનાર વડીલ હતાજ ન તેને પ્રેમનોજ નાદ લાગ્યો હતો રાત દિન તે કોઇ રમણ પ્રેમમાજ મશગુલ રહેતો અને તે માટે પાણી પેઠે દ્રવ્ય વાપરી નાખ મિસીસ બેસ જેવી દયાવાન સ્ત્રી આવા વિલાસી યુવાનને ઉપયોગી થઇ પડે એ સ્વાભાવીક છે. તેની દુકાનમાંથી લગભગ ડઝ યુવતીઓમાંની ,ઘણી ખરી થોડં ફ્લોરેંમલની પ્રણયીની થઇ ચુકી હ

મિસીસ બ્રેસ એ ઓરડામાં આવતાજ લોર્ડ ફ્લોરેમલ જરા ઉભો થયો બન્ને બેઠા પછી તરતજ એ વિલાસી યુવાન બોલ્યો "વ્હાલી! આજ દશ દિવસથી હુ આમથી તેમ ને તેમથી એમ ઘુમી રહ્યો છુ છતા મારૂ મન માને એવી કોઇ પણ રમણી મારી નજરે પડી નથી તારા સિવાય મારી મનોકામના પૂર્ણ નહિજ થાય એવા ખ્યાલથી આજે હુ તારી પાસે આવ્યો છુ"

"ત્યારે તો તમે દયાને પાત્ર છો" મિસીસ બ્રેસ સ્મિત કરતી બોલી

"ખરેખર હુ દયા પાત્ર છુ" તે બોલ્યો અને તેની નજર મિસીસ બ્રેસના અધખુલા ઉરજ પર પડી

"વ્હાલી! આજે તુ બહુજ મોહક જણાય છે હો!'

"તમે મારા પર તો લટ્ટુ નથી થયા ને?"

"ખરેખર, આજે હુ તારા પર આશક થયો છુ વ્હાલી! તુ એટલી સુદર છે કે મી૦ બ્રેસની મને અદેખાઇ આવે છે–"

આ વાત સાભળી મિસીસ બ્રેસ ચોકી અને જરા ગુસ્સે થઇ બોલી "મારા લોર્ડ! તમે મારી મશ્કરી કરો છો?"

"નહિ નહિ તું જાણે છે કે હુ તારૂ દીલ દુખવવા માગતો નથી"

"હા."

"વારૂ એ વાત જવા દે તુ નારાજ ન થા જો, આજે પદર દિવસ થયા મે એવી કોઇ યુવતી નથી જોઇ કે જેને જોતાજ ભાન ભૂલી જવાય–"

"કઇ ફીકર નહિ તમને ગમે એવી એક નવી નવેલીનુ ઠેકાણુ હુ તમને બતાવુ–" મિસીસ બ્રેસ બોલી

"જલદી બોલ–વ્હાલી! જલદી બોલ!" લોર્ડ ફ્લોરેમલ નવી રમણીની વાત આવતાંજ બેચેન બની બોલ્યો

'જરા ધીરજ ધરો બધુ કહુ છુ આટલા ઉતાવળા કેમ થઇ જાઓ છો?" મિસીસ બ્રેસ જરા મુસ્કેરાઇને બોલી "મારી

પીછાનના એક નીપુણ પ્રેમીને અત્યત ક્રોધ કર્યાં પછી એક પુલવાડીમાથી બે અધખીલી કલિઓ મળી છે”

“ત્યારે તો એ સગી બહેનોજ હશે—”

“હા અને એ બે બ્હેનો એવી ખુબસુરત છે કે તેમને જોતાજ અનેક રૂપગર્વિતાઓના ગર્વ ગળી જાય છે એમાની એકને મે જોઇ છે અત્યારે પણ તે આ ઘરમા છે”

લોર્ડ ફ્લોરેમલનુ વદન ખીલી ગયુ તેની નસોમા કામાગ્નિ વ્યાપી રહ્યો “આજે તુ મારી પાસેથી સોનાની ઇનામ પડાવી જશે એમ લાગે છે”

“નહિ સાભળો તો ખરા” મિસીસ બ્રેસ બોલી “મોટી બ્હેન તો પ્રેમ પિજરમા પુરાઇ ગઇ છે ને પ્રેમની પાઠશાળામા કકકો ઘુટી રહી છે નાની કલિના તમે ભ્રમર થજો”

“એ પણ એની મોટી બ્હેન જેવીજ મોહક છે?” તે વિલાસી અમીરે પૂછ્યુ

“મે તેને જોઇ નથી પણ સાભળવા પ્રમાણે તેની ખુબ સુરતી પણ ગજબનાક છે જો એ રમણી તમારી પ્રણયિની થઇ તો તમે સર્વને થોડાક સમય માટે ભૂલી જશો.”

“એમ ! હુ તો તારી વાત પરથીજ એના પર મોહી પડયો છુ હવે એ પરી મને કયારે મળશે તે કહે-”

“વાત એમ છે કે એ બે બ્હેનો કોઇ આબરૂદાર ગૃહસ્થની કન્યા છે એ ગૃહસ્થ કુલીન છે પણ હાલમા તેની સ્થિતિ સારી નથી કેટલાક દિવસથી તે બ્હારગામ ગયો છે. મોટી કન્યાનુ નામ ઓકટેવિયા છે તે એક રગીલા જુવાનના પ્રેમમા પડી છે. નાની પોલીન તમારી થવાનો સભવ છે. ઓકટેવિયાને વિશ્વાસ છે કે તેનો પ્રેમી તેની સાથે લગ્ન કરશે પણ એમા તે જબરી ખતા ખાય છે એ કહેવાની જરૂર નથી કાલે રાતે તેના પ્રેમીએ પોતાનો પ્રેમ પ્રગટ કર્યો હતો અને આજે તે તેને અહિ મળવા આવી છે આ પરથી એ કેટલી પ્રેમવશ થઇ ગઇ છે તે સમજી શકાશે. મારી

ધારણા પ્રમાણે પોલીન પણ એવીજ નિર્દોષ અને ભોળી હશે તેને પ્રેમ જાળમા ફસાવતા તમારા જેવા ઉસ્તાદને કેટલી વાર લાગશે ?"

"હુ એને ખૂબ પ્યાર કરીશ"

"નહિ નહિ મે એક યુક્તિ શોધી રાખી છે જેથી તમે બહુ સહેલાઇથી ઇડરીયો ગઢ જીતી આવશો"

"શુ ?"

"તમને સ્ત્રીનો પોષાક કેવો લાગશે ?" મિસીસ ક્રેમ એ અમીર તરફ માર્મિક નજર ફેકી બોલી

"ઓહ ! સમજી ગયો સ્ત્રીનો પોષક મને આબાદ શોભી રહેશે. એક અજાણી યુવતી ગીરદીમા પોતાની માથી છૂટી પડી ગઇ છે, રાતનો વખત છે, બહુ ડરી ગઇ છે તેથી એક રાત આશ્રય માગે છે—બસ, એજ યુક્તિ છે ને ?"

"હા તમે બરાબર સમજી ગયા હવે મારી વાત સાભળી લો મે તમને કહી દીધુ છે કે મોટી બહેન એક રગીલા જવાનને દીલ દઇ ચૂકી છે એ ગૃહસ્થ મારા પર તમારા જેવીજ અમી ભરી નજર રાખે છે ઓકટેવિયાનો પિતા ઘેર આવ્યા પછી ચોકકસ કારણસર તે તેને ઘેર ન મળી શકે તે માટે બને આ ઘરમા મળી શકે એવી ગોઠવણ કરવાની જરૂર છે પોલીનને છોડી ઓકટેવીયા લાબો વખત સુધી ગેરહાજર રહી શકે અને તેના ગુપ્ત પ્રેમની વાત બહાર ન આવે તે માટે પોલીનને પણ પ્રેમ માર્ગે ચઢાવવાની જરૂર છે. જ્યારે બન્ને એક બીજાની વાત જાણી જશે ત્યારે ઉભય એટલી ચાલાક થઈ જશે કે તેમના પિતાને કઇ ખબર નહિ પડે."

"આ તો સોના કરતા પીળુ ! બન્નેને મન પસદ પ્રેમીઓ મળી જશે ત્યારે એક બીજીથી ડરશે પણ નહિ ઉલટુ ઉભય એક બીજીને મદદ કરશે મને લાગે છે કે ઓકટેવીયાના આગ્રહે પોલીનને માટે પ્રેમી શોધી કાઢવાનુ કામ તને સોપ્યુ છે—"

"હા ઓકટેવીયા આવી તે પહેલા એમણે એ વાત છેડી હતી.

તેમનો ગુપ્ત પ્રેમ પ્રકટ ન થઈ જાય તેની જવાબદારી મારે માથે છે ”

“આ પરથી લાગે છે કે તે કોઇ મોટો માણસ હોવો જોઇએ ને તેની પત્ની ઘણી શંકાશીલ હશે ”

“ખરેજ તે ઘણા મોટા માણસ છે તેમની શાદી થોડા વખતમાં થઈ જશે તમે જાણો છો કે હુ કોઇ પણ માણસનો ભેદ ખોલતી નથી ”

“હા વ્હાલી! એ હુ સારી પેઠે જાણુ છુ બીજાની પ્રેમલીલામા માથુ મારવાની મારી ઇચ્છા પણ નથી ઓકટેવીયાનો પ્રેમી કોણ છે, કેવો છે, તે જાણવાની મને શી પડી છે? મારે તો પોલીનનુ કામ છે હવે એ કામ તુ ક્યારે હાથ ધરશે?”

“કાલે રાતે કાલે સ્હવારે ચીઠી લખીને હુ તમારી બેચેની દૂર કરી દઇશ ”

‘બેશક!”

“હવે જરા શરાબ લેશો?’ મિસીસ બ્રેસે મહેમાનગીરી કરવાની શરૂઆત કરી

“હુ કૉફી અને ચોકલેટ સિવાય કોઇપણ કેફી વસ્તુ લેતો નથી ” ને ખુરશીપરથી ઉભો થયો અને આયનામા પોતાનુ સ્વરૂપ જોઇ બોલ્યો “યુવતીના પોષાકમા તો હું શોભી નીકળીશ પણ મને શણગાર કોણ સજાવશે?”

“હું છુ ને વ્હાલા!” હસતી હસતી મિસીસ બ્રેસ બોલી

“તારા જેવી શણગાર સજાવનારી હોય તો પછી વાંધોજ શો? ...ી ફ્લોરેમલે મિસીસ બ્રેસના ગુલાબી ગાલોપર હાથ ફેરવ્યો મિસીસ ...ેસ તેથી જરા પણ નારાજ ન થઇ ત્યાર પછી એ યુવાન અમીરે ...જા લીધી પાછલા મકાનમા જવાના રસ્તા સુધી મિસીસ બ્રેસ તેની ...થે ગઈ અને પછી તેનો નોકર એ અમીરને દરવાજા સુધી ...કી આવ્યો.

---

# પ્રકરણ ૧૫ મું.

## પેલા બુઢ્ઢાની પોકેટ બુક.

બદમાસ મેગ્સમેનના ભયકર ભોયગમાથી બહાર નીકળી પેલા બુઢ્ઢાના મોત સમયની તૂટી ફૂટી વાત સાભળી તેના ઉશીકા નીચેથી પોકેટ બુક લઇ થાકેલો પાકેલો પેજ જયોર્જ એન્ડ બુલ્વર હોટલમા ગયો ત્યા પોતાના ઓરડામા જઇ તરતજ તેણે પેલા મરનાર બુઢ્ઢાની પોકેટ બુક તપાસવા માડી રાતના ત્રણ વાગ્યા હતા, તે થાકી ગયો હતો, આખો મીચાઇ જતી હતી તો પણ તે ધીરજ ધરી શકયો નહિ તેના સુવાના ઓરડામા સગડી સળગાવવાનો સામાન મૌજુદ હતો તરત તેણે સગડી સળગાવી ઠડી ઉડાવી દીધી અને સગડી પાસે ખુરશી પર બેસી પોકેટ બુક જોવા માડી પોકેટ બુક જરી પુરાણી હતી તે પર ચરબીના ડાઘ લગ્યા હતા તેના પાનાનો કેટલોક ભાગ ફાટી ગયો હતો ટેબલ પર પોકેટ બુક મૂકી પેજ તેના પાના ઉથલાવવા લગ્યો તેમાથી તેને જૂના ફાટેલા કાગળો મળ્યા. પ્રથમ એક કાગળની ઘડી મળી તેને સ્પર્શ કરતા પેજને જણાયુ કે તે ઘણી નરમ છે એ ત્રણ કાગળો ઉપરથી કઢી નાખતા તેમાથી કોઇના માથાના વાળની એક લાબી ઝુલ્ફ નીકળી વાળ પર ધૂળ લાગી હતી તો પણ એક સમય એ વાળ રેશમ જેવા મુલાયમ અને કાળા ભમર જેવા હશે એમ પેજને લાગ્યુ વાળની ઝુલ્ફ માપી જોતા તે બે ફીટથી પણ લાબી જણાઇ વાળોમા હજુય કાળાશ અને કોમળતા હતી પણ તેની ચમક ઉડી ગઇ હતી એ વાળ કોઇ કોમળ હ્રદયની અતીત આશા અને પ્રીતિના ચિન્હ સમાન હતા કેટલીકવાર એ વાળ જોઇ પેજ જે કાગળમા એ વાળ બાધ્યા હતા તે કાગળો જોવા લાગ્યો જોતા જોતા એક કાગળમા કઇ લખાણ માલુમ પડયુ અક્ષરો ઝાખા પડી ગયા હતા અને કેટલાક શબ્દો ઉડી ગયા હતા કાગળ ઘણો જુનો હતો પેજે મહા મુસીબતે નીચલા શબ્દો વાચ્યા

"હન્ના લાઇટ ફુટના વાળ–તેના પ્રિયતમને માટે–સેટ જેમ્સ સ્કવેર–ડીસેમ્બર ૧૭૫૬"

આ શબ્દો વાચનાજ પેજ ચોંકયો વાચનારને આ પ્રસગે પહેલા પ્રકરણમાની હકીકત યાદ કરવાની અમે વિનતી કરીએ છીએ જ્યોર્જ એન્ડ બુલ્વર હોટલમા સોદાગરોમા થતી વાતચીત પ્રસંગે હન્ના લાઇટ ફુટ અને ઇંગ્લડના રાજા ત્રીજા જ્યોર્જ વચ્ચેના ગુપ્ત પ્રેમની વાત પેજે કહી હતી તે અત્રે સ્મૃતિપટ પર તાજી કરવાની જરૂર છે

હન્ના લાઇટ ફુટના વાળની લટ જોઇ પેજની અજાયબી અને કુતુહલ વધી ગયા અવશ્ય આ વાળ હાલના ઇગ્લડના મહારાજા ત્રીજા જ્યોર્જની પ્રણુયીનીનાજ છે એમ પેજને લાગ્યું તેણે સભાળથી વાળની જુલ્ફ કાગળમા બાંધી લીધી અને બીજા કાગળો તપાસવા માડયા

તેણે એક બીજો કાગળનો ટુકડો હાથમા લીધો બારીક નિરિક્ષણ કરતા તેને જણાયુ કે આ કોઈ કાગળનો અર્ધો ભાગ છે-આખો નથી કાગળ ઘણો જુનો થઇ જવાથી તે ફાટી ગયો હતો એક ભાગ પેજના હાથમા હતો બીજો ભાગ તેણે ઘણો શોધ્યો પણ તે તેને મળી શકયો નહિ પેજ નિરાશ થયો અતે તેએ અરધો કાગળ વાચવા લાગ્યો કાગળમાના અક્ષરો ભુરા અને પીળા થઇ ગયા હતા જાણે આગમા બળી જવાથી એ કાગળનો રગજ બદલાઇ ગયો હોયની એવો ભાસ થતો હતો પેજે જોયુ કે અક્ષરો કોઇ પુરૂષના હાથના છે મહા મુસીબતે તેણે નીચેના શબ્દો વાચ્યા

"આથી હુ આખી આલમને જણાવુ છુ
વેલ્સ, આથી જાહેર
મિસ હન્ના લાઇટ ફુટ
કારણથી પ્રાણથી પણ વધુ પ્રેમ
સર્વ શકિતમાન પરમાત્માની સમક્ષ ભવિષ્યની પત્ની
આથી જાહેર થાય કે હુ
પવિત્ર દીલથી પ્રતિજ્ઞા કરૂં છુ અને
ઇશ્વરની ઇચ્છાથી, મારી પરમ ભકિત
ધારિણી હન્ના લાઈટ ફુટની સાથે

સમ્મતિ અને મજુરી આપે
અસ્વીકાર કરૂ તો ઇશ્વર
થી જ્યારે હું આ ગાદીની ગાદી
ત્યારે વગર વિલમ્બે મજકુર હન્ના
ગ્રહણ કરીશ અને અમે પરસ્પર
વિવેચના કરીએ છીએ તેનુ નિદર્શન
હુ આજે ત્રીજી એપ્રીલ
આ પ્રતિજ્ઞા પત્ર પર સહી કરૂ છુ
સાક્ષી
વિલિયમ સ્ટેમ્ફર્ડ બેરોનેટ

ઉપલો અરધો પત્ર વાચ્યા પછી ફરીથી પેજે ગાકીના અરધા પત્રની શોધ કરી પણ તેને ભાગ્યે નિરાશાજ લખાઇ હતી ઉપલા શબ્દો વાચતા તેની ખાત્રી થઇ ગઈ કે આ પત્રને ઇગ્લડના રાજવશ સાથે ખાસ સબધ છે જો પૂરો પત્ર મળી જાત તો વિના તકલીફે સઘળો ભેદ પેજને માલુમ પડી જાત સાક્ષી તરિકે મરહુમ બેરોનેટ સર વીલીઅમ સ્ટેમ્ફડની સહી હોવાથી તે એટલુય સમજયો કે હાલના સર રીચર્ડ સ્ટેમ્ફર્ડના જન્મ વિષે પ્રજામા જે અફવા ચાલે છે તેમા કઈ પણ સત્યાશ હશે ! આ અરધો પત્ર અત્યારે નકામો જણાતો હતો છતા તે હન્ના લાન્ટ ફુટના જીવન વૃતાતનુ સ્મૃતિ ચિન્હ છે એવી પેજની ખાત્રી થઈ ગઇ

આ પળે પેજને એ ખ્યાલ આવ્યો કે જે બુઢ્ઢાના ઉશીકા નીચેથી આ પોકેટ બુક મળી હતી તે કોણ હશે ? પણ અત્યારે એવા વિચાર કરવાની તેને નવરાશ ન્હોતી આ ભેદી કથા પર વધુ પ્રકાશ પાડનારા કાગળો મળી આવે એવી આશાથી તે પુન પોકેટ બુકમાના બીજા કાગળો જોવા લાગ્યો આ વખતે તેના હાથમા જે પત્ર આવ્યો તે પણ જુનો અને ફાટેલો હતો પણ તે પરના અક્ષરો સ્પષ્ટ હતા એ પત્ર નીચે મુજબ હતો —

તા૦ ૮ મી ફેબ્રુઆરી ૧૭૫૭

નામદાર પ્રિન્સ ઓફ વેલ્સ,

તમારો પત્ર મળ્યો તે પરથી તમારી રાજકીય પદવીની મને ખબર પડી એ હકીકત જાણતા મારી અજાયબીનો પાર રહ્યો નહિ હુ તો અવાક્જ થઇ ગઇ મારી બુધ્ધિ બ્હેર મારી ગઇ આ પત્ર લખતી વખતે પણ મારૂ દીલ બ્હાવરૂ બની રહ્યુ છે મારૂ હૃદય મારે વશ નથી યત્રની પેઠે પત્ર લખી નાખુ છુ પણ ચિત્ત એકદમ અસ્થિર છે જાણે સઘળી ચિંતા દૂર થઇ ગઇ હોય એમ લાગે છે પાછલી વાતોનુ સ્મરણ પણ સ્વપ્ન સમુ લાગે છે મને ભાસ થાય છે કે ભવિષ્યમા મારાપર કોઈ ભારી આફત આવી પડશે એમ કેમ થાય છે તે સમજાતુ નથી તમારા પ્રેમ સિવાય મને કઇજ યાદ રહેતુ નથી

લી ફક્ત તમારી,

એચ. એલ.

આ પત્રના અક્ષર સુદર અને ભાષા પ્રેમાળ સ્ત્રીના પત્ર જેવી લલિત હતી પેજની ખાત્રી થઇ કે આ પત્ર હન્ના લાઈટ ફુટનો છે પેજે બીજો પત્ર કાઢયો તે નીચે મુજબ હતો

તા૦ ૧૧ મી ફેબ્રુઆરી ૧૭૫૭

મારા પરમ પ્રિય રાજકુમાર,

તમે કૃપા કરી જે પત્ર મોકલ્યો છે તેથી મને સપૂર્ણ વિશ્વાસ આવ્યો છે હુ તમારા પ્રેમ માટે શકાશીલ છુ એવો વિચાર પણ ભૂલ ભર્યો છે નહિ મે તમારા પ્રેમ પર કદિ શકાની નજર કરી નથી તમે તમારી પ્રતિજ્ઞા પાળી શકશો ક નહિ તેનીજ મને ચિંતા હતી હવે એ ચિંતા પણ દૂર થઇ ગઇ છે સઘળી વાત પ્રગટ થવા છતા મારા ભાઇએ મને એક બોલ પણ કહ્યો નથી તે જાણીને તમે આનદ પામશો. તમે જે સમયે મળવાનુ લખ્યુ છે તે સમયે હુ જરૂર તમારા દર્શન કરવા આવીશ

વ્હાલા રાજકુમાર ! કાલ સાજ સુધી પ્રણામ

હન્ના.

આ પત્ર વાચી પેજે એક ત્રીજો પત્ર ઉપાડયો તે નીચે મુજબ હતો

તા૦ ૨૩ મી જુન ૧૭૫૭

મારા રાજકુમાર! મારા પ્રિયતમ! મારા પ્રાણથી પણ અધિક પ્યારા સ્વામી! આજે આ પત્રદ્વારા હુ તમને જે શુભ સમાચાર જણાવવા માગુ છુ તે જાણીને આપને અત્યત આનદ થશે હુ ગર્ભવતી છુ મને આનદ થાય છે કે હુ આપના અચલ અને અટલ પ્રેમનો ઉપહાર યથા સમયે આપવાને ભાગ્યશાલી થઇશ લેડી સ્ટેમ્ફર્ડ આ સમયે મારી સાથે છે તે મારા પર અત્યત પ્રેમ રાખે છે આજે ત્રીજે પહોરે હુ તેને ઘેર જઇશ મને પોતાની સાથે લઈ જવા માટે તે અત્યત આગ્રહ કરી રહી છે એલ્સબરીની પાસે તેનો એક સુદર બગલો છે હુ એક સખી તરિકેજ તેની સાથે જતી નથી લેડી સ્ટેમ્ફર્ડને ગઈ કાલેજ માલુમ પડયુ કે તે પણ મારા જેવીજ છે નોધપોથી જોતા જણાય છે કે અમે બન્ને એકજ દિવસે ગર્ભવતી થઇ હતી વ્હાલા! બે સખીઓની આવી સમાન દશા કેટલા આનદ દાયક અને છતા કેટલી આશ્ચર્ય જનક છે! તમે શહેરની બ્હાર જવાના છો તેથી હુ સર વીલીયમ અને લેડી સ્ટેમ્ફર્ડની સાથે એલ્સબરી જવાની રજા માગુ છુ હુ આપને પ્રતિજ્ઞા પુર્વક કહું છુ કે શનિવાર પહેલા હુ પાછી ફરી યથા સમયે આપને મળીશ

તમારો મારા પર અટલ પ્રેમ છે તે માટે હુ આપની અત્યત ઋણી છુ તમારા પત્રને મે હજારો ચુમીઓથી વધાવી લીધો છે અને તમને મળતા પહેલા એ પત્રને દશ હજાર વાર ચુમી લઇશ

તમારી સ્નેહાળ પત્ની,

હન્ના

રાજા ત્રીજો જ્યોર્જ જયારે પ્રિન્સ ઓફ વેલ્સ હતો ત્યારે તેણે હન્ના લાઇટ ફુટ સાથે છુપા લગ્ન કર્યાં હતા તેનુ પ્રત્યક્ષ પ્રમાણ આ પત્રમાં મળી ગયું પેજે સર વીલીયમ સ્ટેમ્ફર્ડની સહીવાળો પત્ર ફરીથી જોયો પણ તેમા તારીખ માલુમ પડી નહિ તેણે અનુમાન

કર્યું કે આ પત્ર ૧૭૫૭ ના જુન મહિનામા લખાયો છે પેલો અરધો કાગળ લગ્નના સર્ટીફીકેટ જેવો હતો એ વાત પેજ ક્યારની સમજી ગયો હતો તેણે કલ્પના કરી કે આ છૂપુ લગ્ન તા૦ ૧૧ મી ફેબ્રુઆરી અને ૨૩ મી જુન ૧૭૫૭ ની વચ્ચે થયલુ હોવુ જોઇએ. તે બીજા પત્રો વાચવાને એટલો બધો આતુર હતો કે આ બીના પર તેણે વધુ વિચાર ન કર્યો તેણે એક બીજો પત્ર કાઢી વાચવા માડયો

સ્ટેમ્ફર્ડ હાઉસ—

તા૦ ૬ ઠી જાન્યુઆરી ૧૭૫૮

શોકાતુર, વિહ્વળ અને નિરાશ થઇ પાગલ જેવી કાલે રાતે અગીઆર વાગે હુ અહિં આવી અરે પરમાત્મા! શુ મારા ફુટેલા કપાળમા આવુજ લખ્યુ હતુ? તમે મને કદિ ચાહી ન્હોતી—નહિ—કદિ તમારા દીલમા મારે માટે પ્રેમ પ્રકટયો ન્હોતો હવે હુ સર્વ સમજી ગઇ છુ મને હમેશને માટે શા માટે તજી દો છો? જે તમારા બાળકની માતા થવાની છે તેના પર પણ તમને દયા નથી આવતી? હાય! હુ શુ લખી રહી છુ તે પણ હુ જાણુતી નથી આખમાથી ચોધાર આસુ વહેતા હોવાથી હુ જે લખુ છુ તે વાચી શકતી નથી મગજ આગની પેઠ ધીખી રહ્યું છે હુ પાગલ જેવી થઇ રહી છુ આ કઠણુ શબ્દો માટે મને માફ કરજો હુ આ સહન કરી શકતી નથી આ પત્ર સળગાવી દઇ બીજો લખી શકતી નથી કેમકે આજ પત્રપરથી મારા દીલમા કેવો દાવાનલ સળગી રહ્યો છે તે તમને માલુમ પડશે સ્વામી! પત્ર લખજો નહિ નહિ હવે એ પ્રિય નામથી તમને નહિ બોલાવુ તો પણ પત્ર લખજો ભૂલશો નહિ પત્ર જરૂર લખજો"

આ પત્ર પર કોઇની સહી ન્હોતી પણ હન્ના લાઇટફુટના બીજા પત્રોના અક્ષરો સાથે આ પત્રના અક્ષરો આબાદ મળતા હતા પત્રની તારીખ જોઇ પેજ મનમા વિચારવા લાગ્યો "આ સમયે તો હન્નાને પૂરા માસ થયા હશે. કદાચ તેથીજ તે સ્ટેમ્ફર્ડ હાઉસમા

રૂહી હશે. હાલના બેરોનેટના જન્મ સબંધી જે ગપ ચાલે છે તે આ પત્રથી સાચી લાગે છે કોઈ આ પત્રો ખરીદી લેશે તો મને મોટી રકમ મળશે ને હુ મોટો માણસ થઇ જઇશ પણ પેલો બુઢ્ઢો કોણ હતો ? અને જુલીઆનુ નામ તે વારવાર પોકારતો હતો એ જુલીઆ કોણ છે ? . હુ પણ કેવો બેવકુફ છુ. પહેલા પોકેટ બુક તો જોઇ લઉ પછી બીજા વિચારો થઇ રહેશે "

આવા વિચાર કરી તેણે એક બીજો પત્ર કાઢયો તેના અક્ષરો જોતાજ તે ચમકયો તેમા જુના લાઇટ હુટની કઇ વાત ન્હોતી સરનામાપર "જોસફ વેરન, બેગર્સ સ્ટાફ, હોર્સલી ડાઉન" લખ્યુ હતુ અને કવરપર એલ્સબરીની ટપાલની છાપ હતી. અક્ષરો સ્પષ્ટ હતા કાગળ જરા મેલો થયો હતો તો પણ બીજા પત્રો કરતા નવો જણાતો હતો પેજ આતુરતાથી એ પત્ર વાચવા લાગ્યો

તા૰ ૧૭ મી માર્ચ ૧૭૯૪

તમારી સઘળી સરતો કબુલ છે આ પત્રની સાથે સો પાઉડની નોટ બીડી છે તેની પહોચ લખજો જવાબ પહેલાની પેઠે મી૰ એમ ના નામ પર લખજો અને કવર પર 'ખાનગી" શબ્દ જરૂર લખજો પહેલી વખતે અમે ત્રણ હજાર લઇશુ અને આજથી છ મહિનામા બીજા ત્રણ હજાર લઇશુ માલ ચોરસ પેટીમા બધ કરજો પેટી પોણા ઇંચથી પાતળી ન હોવી જોઇએ તેના ઢાકણા પર બરાબર લોખડના પટા મારજો. કોઇ માણસ મારફતે પેટી મોકલજો અને ઠેકાણાના કાર્ડ પર ખૂણામા "સી એન્ડ કપની"ની છાપ મારજો પેટી મળવે બીજી સો પૌડની નોટ મોકલવામા આવશે "

આ પત્રનો અર્થ પેજ પ્રથમ તો ન સમજયો તે પર કોઇની સહી ન્હોતી પણ અચાનક તેને યાદ આવ્યુ કે પેલા ભયકર ભોયરામા સર રીચર્ડ સ્ટેમ્ફર્ડે પોતાની કરૂણ કથા કહેતા પોતાના ભાગીદારો અને બદમાસ મેગ્રમેને બનાવટી સીકકા સબધી કરેલા કાવત્રાની કઇ વાત કરી હતી ફરીથી પત્ર જોતા પેજને સ્પષ્ટ માલુમ પડયુ કે આ પત્ર બનાવટી સીકકાઓ સબધીજ છે તે મનમા વિચારમાલા ગોઠવવા લાગ્યો "આ પર એલ્સબરીની પોષ્ટની છાપ છે મી૰

એમ એટલે માર્ટીન! બેંકનો કોઇ કારકુન પત્ર ન ખોલે તે માટે પત્ર પર "ખાનગી" શબ્દ લખવાની સૂચના થઇ છે માલ એટલે બનાવટી ગીનીઓ! આહ! બદમાસો બડા ચાલાક જણાય છે. લંડનની બેંકો જેવી પેટીમા નાણા મોકલે છે તેવીજ પેટીમા નાણા મોકલવા લખ્યુ છે સી એન્ડ કંપનિ કુટસ કંપનીને માટે લખવામા આવ્યુ છે- કામ એવી હુશિયારીથી થયુ છે કે બેંકમા પેટી પહોચતાં ખજાનચી એમજ સમજે છે કે કુટસ કંપનીમાથીજ ગીનીઓ આવી છે! આહ! માર્ટીન અને રામ્સે જેવા પાજી બદમાસો મે આજ સુધી જોયા નથી હવે સર રીચર્ડની નિર્દોષતા સાબીત કરવામા વાંધો નહિ આવે જોઉ તો ખરો–બીજુ શુ મળે છે?"

પેજે એક નાનો પત્ર ઉપાડયો તેના અક્ષર કોઇ સ્રીના જણાતા હતા પણ હન્નાના અક્ષરો જેવા ન્હોતા પત્ર જરા ભેદી જણાતો હતો

તા૦ ૭ મી જુલાઇ ૧૭૯૪

બીજી ડીલીવરીમા તમને એક મોટો પત્ર મળશે તેમા સઘળી હકીકત સ્પષ્ટ લખી છે તે પર રસાયાનિક દવા લગાવજો હુ કાલે સાજે ટી એમ ને મળીશ

એલ. એલ.

હવે ફકત બેજ કાગળો બાકી રહ્યા એક ઘડી વાળેલો સાદો કાગળ હતો પણ તે પર કઇ લખવામા આવ્યુ છે કે નહિ તે પેજ જાણી શકયો નહિ આખો કાગળ કોરોજ જણાતો હતો

છેલ્લો પત્ર અત્યત ટૂંકો હતો તેમા કોઇએ કંપિત હાથે નીચેના વાકયો લખ્યા હતા —

"સામાન ભરવાના ઓરડાની ડાબી બાજુના ખુણામા જે પત્થર છે તેની નીચે તપાસ કરજે અને જે કઇ મળે તેનો બુધ્ધિ પૂર્વક ઉપયોગ કરજે જુલીયા! સાવધાનીથી કામ લેશે તો તારૂ કલ્યાણ થશે; નહિ તો આફતમા આવી પડીશ"

આ છેલ્લો પત્ર વાચી પેજે સઘળા કાગળો એક પેટીમા મુકી તેને તાળુ માર્યું અને પોતે બીછાનાપર પડયો સ્વપ્નમાં તે મેગસમેન હન્ના લાઇટફુટ, સર રીચર્ડ સ્ટેમ્ફર્ડ અને પેના બુઢ્ઢાને જોવા લાગ્યો સ્હવારે દશ વાગે તે ઉઠયો ત્યારે તેનુ આખુ શરીર શરદીથી ઝલાઇ ગયુ હતું ભોયરામાની શરદીનુ આ પરિણામ છે એમ ધારી તેણે ડોકટરને બોલાવ્યો અને મેસર્સ હડસન એન્ડ મોરલીપર એક પત્ર લખી ખબર આપી કે "હુ ભોયરામાથી નાસી છૂટી જ્યોર્જ એન્ડ બુલ્વર હોટલમા આવી ગયો છુ માટે જો તમે હજુ સુધી બેગર્સ સ્ટાફમા પૈસા મોકલ્યા ન હોય તો હવે મોકલવાની જરૂર નથી રૂબરૂમા બધો ખુલાસો કરીશ



## પ્રકરણ ૧૬ મું.

### ઇગ્લંડનો પાટવી કુંવર.

અમે જે સમયની નવલ કથા લખીએ છીએ તે સમયે ઇગ્લંડનો પાટવી કુમાર યાને પ્રિન્સ ઑફ વેલ્સ "કાર્લટન મેન્શન"મા રહેતો હતો આજે તેના શયનગૃહમા અમે વાચનારને લઇ જવા માગીએ છીએ

યુવરાજના શયનગૃહની ભભકનો પાર ન્હોતો જમીન પર એક મોટો કિંમતી અને સુદર ગાલીચો પડયો હતો એ ગાલીચો એટલો મુલાયમ હતો કે તે પર ખુલ્લા પગ મૂકતા પગમા ગલગલીયા થતા બારીઓ પર જરીના ભરતવાળા સુદર પડદાઓ લટકી રહ્યા હતા અને એ પરદા એવી રીતે ટાંગવામા આવ્યા હતા કે જેથી ઈગ્લંડની તીવ્ર ઠંડી ઓરડામા પ્રવેશ કરી શકતી ન્હોતી

એક બાજુ એક સુમજ્જિત પલંગ પડયો હતો પલંગ પર રેશમની તળાઈ ને ઉશીકાઓ ગોઠવી રહ્યા હતા આસમાની રંગની જરીન ભરતથી ચકચક થતી મચ્છરદાની પલંગની શોભા ઓર વધારી મૂકતી હતી તેની બાજુમા કાળા આરસપહાણનુ એક ટેબલ પડયુ હતું શીલ્પીએ એ ટેબલ બનાવવામા પોતાની કળા સપૂર્ણ ખર્ચી નાખી હતી તે પર સૉડાની બે ત્રણ બાટલીઓ, શરાબની બૉટલ, બ્રાંડીથી અરધુ ભરેલુ એક પ્યાલુ, અને કાચની કેટલીક પ્યાલીઓ પડયા હતા પલંગની નજીકમાજ બે બારીઓની વચ્ચે એક ડ્રેસીંગ ટેબલ હતુ તે પર સોનાની ફ્રેમમા મઢેલો એક ચોતરફ ફરતો આયનો હતો આ આયનામા પ્રકાશનુ પ્રતિબિમ્બ પડતા તેની સુદરતા અપૂર્વ થઇ જતી હતી કપડા રાખવા માટે રત્ન જડિત ચાંદીની બે પેટીઓ ત્યા પડી હતી તેમાની નાની પેટી પર અરીસો, દાંત સાફ કરવાનુ બ્રશ, વાળનું બ્રશ, નખ કાપવાની કાતર, નાકના બાલ કાઢવાનો ચીપીઓ, પોમેટમની ડબ્બી, સુગધી સાબુની ગોટીઓ, તેલની શીશી, અત્તરોની શીશીઓ વિ શૃગારની ચીજોનો એવો મોટો ઢગલો પડયો હતો કે બાર માણસો તેમાથી શૃગાર કરી શકે! પણ આ બધો ધૂમાડો ફકત એકજ માણસ માટે કરવામા આવ્યો હતો.

ઓરડાના મધ્ય ભાગમા સજેલા એક ટેબલ પર નાની નાની સમશેરો, બોક્ષીંગનો સામાન, શીકારની ચાબુક કિમતી લાકડીઓ, ઘોડેસ્વારની ટોપીઓ, બંદુકો, પીસ્તોલો, રાઇફલો, પેરીસથી મંગાવેલી બેશરમ તસ્વીરો વિ પડયા હતા છબીઓ નિર્લજ્જ હોવા છતા કલાના નાદર નમુના રૂપ હતી તેમાની રમણીઓ જાણે હમણા બોલશે એવીજ લાગતી અને તેમને જોતાજ જોનારના દીલમા કામાગ્નિ પ્રદીપ્ત થતો હતો જો તેના ચિત્રકારોએ પોતાની કળા શીધે માર્ગે વાપરી હોત તો તેઓ અમર થઇ જાત ટેબલ પર પડેલા પુસ્તકો એવા બીભત્સ હતા કે તે વાચના નાઝુક સ્ત્રીઓ પણ શરમાઇ જાય! ચીનાઇ રમકડા, અનેક પ્રકારની ઘડીઆળો, વીંટીઓ, હીરા જડીત ગાર્ટર અને સ્ટાર ઓફ ઓર્ડર્સ જાણે મામુલી ચીજ હોય તેમ ત્યા પડયા હતા તે સમયની નટીઓની હાથીદાતની મૂર્તિઓ, પુરાણા સીકકા, જુના બ્રીટીશ હથીઆરો, રોમના જુના વાસણો, કેથોલીક યુગના કિમતી સ્મરણ ચિન્હો, અનેક રમણીઓની અસખ્ય પ્રેમ પત્રિકાઓ પણ આ ટેબલ પર નજરે પડતા હતા એ પત્રોમાના કેટલાક તો વચાયા પણ ન્હોતા કેટલાક પત્રોના કવરમા કોઇ પ્રેમવશ રમણીના રેશમ જેવા ચળકતા વાળો જણાતા હતા લક્ષ્મીથી ખરીદી શકાય એવી સર્વ વિલાસ અને રંગરાગની વસ્તુઓ અહિ સીચી સીંચીને ભરવામા આવી હતી ગરીબ પ્રજાના કલ્યાણ માટે રાજ્યની તીજોરી ખાલી હતી પણ મોહમગ્ન પાછળ શયદા થયલા યુવરાજની બે ઘડીની મોજ માટે લાખો પૌડનો ધૂમાડો થયો હતો

એક બાજુ એક ટેબલપર અમનુસની ડેસ્ક હતી તેનુ તાળુ ખાસ ચાવી સિવાય ઉઘડતુ નહિ યુવરાજના ખાનગી પત્રો આ ડેસ્કમા રહેતા અને તેની ચાવી પ્રિન્સ ઓફ વેલ્સ હમેશા પોતાના વેસ્ટ કોટમા રાખતો

દિવાલો પર સુપ્રસિધ્ધ ચિત્રકારોની પીછીની સુદર કૃતિઓ ટાગી હતી પણ એ સર્વ ચિત્રો મોહ અને કામની વાસનાનો અગ્નિ ધીખાવી દે એવા હતા ટારકવીન લુક્રેશીયાને બન્ને હાથોએ પકડી

આલિંગન દઇ રહ્યો હતો અને લુક્રેશીયા તેના પંજામાંથી છૂટવાને તડફડી રહી હતી બીજા ચિત્રમા કલીઓપેટ્રાના ખુલ્લા વક્ષસ્થલ પર માર્ક એન્ટની પડયો હતો. લીલી છમ વનવાડીમા માર્સ અને વિનસની નગ્ન છબી ચીતરવામા આવી હતી એવા અનેક વિલાસી ચિત્રો મગ્નડના ભાવી ગાદી પતિની વિલાસીવૃતિનો ખ્યાલ આપતા તેના શયનગૃહને દીપાવી રહ્યા હતા

શયનગૃહના મુખ્ય બારણા સિવાય બીજા બે દ્વાર હતા એક છૂપુ દ્વાર હતુ અને બીજુ હમામખાનામા જવાનુ ! મુસ્લીમ બાદશાહોના સ્નાનાગાર જેવુજ હમામખાનુ પ્રિન્સે બનાવરાવ્યું હતુ હમામખાનાની ચારે દિવાલો આઇનાથી મઢી લેવામા આવી હતી સ્પ્રીંગવાળી આરામ ખુરશીઓ સફાઇથી ત્યા ગોઠવવામા આવી હતી તેમા પણ શરાબની બાટલીઓ ને સુગધી પદાર્થોની શીશીઓ મૌજુદ હતી એ સ્નાનાગાર જોતાજ ભલભલા માણસને એકવાર વિલાસી થઇ જવાનુ મન થઈ જતુ.

સ્હવારે લગભગ દશ વાગે રાજકુમારની નીંદ્રા તૂટી આળસથી બગાસા ખાઇ, ધીમે ધીમે આખો ખોલી તેણે જોસથી કપાળ દાબ્યુ રાતે ઉજાગરો કરવાથી તથા સુરા-ભવાનીની અપૂર્વ ભક્તિ કરવાથી રાજેશ્રીનુ માથુ સખ્ત દુખતુ હતુ તે પલગપર બેઠો થયો ને તરતજ બાજુના ટેબલપર પડેલા ગ્લાસમા શરાબ નાખી તેમા સોડા મીલાવી ગટગટાવી ગયો નિત્યનિયમ પ્રમાણે સુરાપાનનુ મગલા ચરણુ કર્યા પછી તેની નજર રત્ન જડિત ઘડીયાળ પર પડી દશ વાગવા આવ્યા હતા તરતજ તેણે રેશમની દોરી ખેંચી નોકરને બોલાવવાની ઘટી વગાડી બીજીજ પળે તેનો ફ્રેંચ હજુરીયો તેની ખીદમતમા હાજર થયો તેણે સુંદર કાળા વસ્ત્રો પહેર્યા હતા અને ઉમ્મરમા લગભગ ત્રીસેક વર્ષનો જણાતો હતો

"આજ ઠંડી ઘણી છે, જરમીન !–" પ્રિન્સ બોલ્યો

"જી હા હજુર !"

ફ્રાંસનો વતની હોવા છતા પ્રિન્સનો નોકર જરમીન શુધ્ધ અંગ્રેજી ભાષા બોલી શકતો હતો.

"સગડી સળગાવ—"

તરત હુકમનો અમલ થયો. જરાવાર તાપી પ્રિન્સ બોલ્યો. "જરમીન! સાચુ બોલજે કાલે રાતે મે ખૂબ લાલ પાણી પીધુ હતુ ?"

"જી હુઝુર બેહોશ થઇ ગયા હતા" નોકર બોલ્યો

"હુ ભાનમા હતો કે બેભાન તે પૂછતો નથી મને ઉચકીને પલગ પર નાખવો પડયો હતો ?"

"જી હા સરકાર!—"

"ત્યારે તો મે જરા વધુ ઢીચ્યો હશે વારૂ જા એક પેગ બ્રાડી લાવ—"

જર્મીન તરત બ્રાડી લાવ્યો ને પ્રિન્સ ધીમે ધીમે તે પી ગયો

"ગુપ્ત દ્વાર ઉઘાડ મી૦ મીગલ્સ આવવાના છે તે નાસ્તો પણ અહિજ લેશે"

"આપ નામદાર પલગ પરજ નાસ્તો લેશો?"

"નહિ. નહિ હુ હમણા ઉઠીને સ્નાન કરીશ અગીઆર વાગે નાસ્તો લાવજે હવે જા—"

જરમીન ગુપ્ત દ્વાર ખોલી ચાલતો થયો.

બે ત્રણ મિનીટમા ગુપ્ત દ્વારના દાદર પરથી બે વ્યક્તિઓના ધીમા સ્વર અને હાસ્યનો અવાજ સભળાયો. તે સાભળતાજ રાજકુમાર ઉભો થયો અને મનમા ને મનમા ખીજવાઇને બબડયો "બદમાસ મીગલ્સ આજે વળી કઇ શેતરજ રમવા માગે છે મે એને એકલાજ આવવાની તાકીદ કરી હતી પણ—"

તે આમ બબડતો હતો એવામા ગુપ્ત દ્વાર પરનો મખમલનો પરદો હઠાવી એક પુરૂષ આવી પહોચ્યો. એક બે કદમ આગળ આવી તેણે યુવરાજને સલામ કરી ને તે ત્યાજ ઉભો રહ્યો. બીજી પળે તેનો સાથી પણ આવી પહોચ્યો.

પહેલા આવનારનુ નામ ટીમોથી મીગલ્સ હતુ પણ તેના મિત્રો તેને ટીમ મીગલ્સને નામેજ બોલાવતા. તેનુ વય ત્રીસેક વર્ષનુ હતુ.

હદ નાનું પણ શરીર સશક્ત હતું. તેના ચહેરા પર શીતળાના ડાઘ હતા આખો ભુરી, બાલ ઘુઘરાલા અને દાંત સુંદર હતા. તે સૌષ્ઠવ એડોળ હતો એમ કહેવાય એમ નથી તેના વાળ લાલ હતા મ્હોનો ઘાટ સારો ન્હોતો તોપણ રમણીઓમા તે છેક અળખામણો થાય એવો ન્હોતો જયારે તે ઘોડેસ્વાર થઇ બ્હાર નીકળતો ત્યારે અનેક અમીર જાદીઓ તેને ચીર ખુશી નમન કરતી શહેરના અનેક અમીર ઉમરાવો તેને ચાહતા હતા રાજકુમારના મિત્ર હોવા માટે નહિ પણ ટીમ મીગલ્સના કેટલાક ગુણો માટે લોકો તેનો સત્કાર કરતા હતા દ્વંદ્વ યુધ્ધમા એક માણસની જરૂર પડતા ટીમ મીગલ્સજ તૈયાર થતો મુક્કાબાજી અને કબુતરોની લડાઇમા તટસ્થ ન્યાયાધીશ એજ થઇ શકતો ઘોડ દોડ અને શિકારમા મોગલ્સ એક્કો ગણાતો સગીત અને વકતાબાજીનો પણ એ ઉસ્તાદ હતો. એ ત્રણ બાટલી શરાબ પી જરા પણ લથડયા વિના ઘેર જઇ શકતો શરાબ અને અશ્વોની જાત પારખવામા એના જેવો પરિક્ષક મળવો મુશ્કેલ હતો પીસ્તોલ અને બદુકની નીશાનબાજીમા એ સિધ્ધહસ્ત ગણાતો મુક્કાબાજી, તરવાનો, દોડવાની, કુદવાની રમતો, વિગેરેમા એ પાવરધો હતો કોઇ સલાહ માગવા આવે તો પોતાના મનમા આવે એવી સલાહ આપી દેતો આટલુ વર્ણન કરવા છતા અમે તેના અર્ધા ગુણો પણ વર્ણવી શક્યા નથી તે કેવો હતો તે આ વાર્તાની રગભૂમિપર તેનુ ચિત્ર વિચિત્ર કામ જોવાથી વાચનારને માલુમ પડી જશે રાજકુમારનો તે જમણો હાથ હતો તેના વિના યુવરાજ કઇ કરી શકતો નહિ તે કોઇ રમણીનુ સતીત્વ નષ્ટ કરી આવતો ને તેમાથી રાજવશની કીર્તિ પર કલક લાગવા જેવો પ્રસગ આવતો ત્યારે મીગલ્સ તે સ્ત્રીના આપ્ત જનોને સમજાવી સમાધાની કરાવી દેતો પ્રિન્સનુ ગજવુ ખાલી થઈ જતુ ત્યારે તે તેને કોઈ શ્રીમત પાસે નાણા અપાવતો કોઇવાર પ્રિન્સને ખૂબ કડાકા પડતા ત્યારે તેની કિમતી વસ્તુઓ તથા તેની પ્રણયીની મિસીસ ફીટઝરબર્ટના અલકારો ટીમ મીગલ્સ એન્ડ રોકના કોઇ સાહુકારને ત્યા ગીરો મુકી પ્રિન્સનુ કામ કરી આપતો પ્રિન્સે તજી દીધેલ કોઇ રમણીને સમજાવી પટાવી આશ્વાસન આપવુ, કોર્ટના માણસોને મારી મુકવા, ગુપ્ત

પ્રેમના બૈઠાળા પર પરદા નાખવા અને પ્રિન્સના માગનારાઓને ચૂપ રાખવા વિ કામ મીગલ્સજ બજાવી શકતો. પ્રિન્સ તેને મિત્ર જેવો ગણતો તેથી બીજા અમીર ઉમરાવો પણ તેની સાથે પ્રેમથી વર્તતા આથી ટીમ મીગલ્સ મોટા મોટા શ્રીમતોની મશ્કરી ઉડાવી શકતો પણ તેથી ગુસ્સે થવાને બદલે અમીરો ઉલટા રાજી થતા ઘોડાની સરતમા આ પૂતળા સાથે યુવરાજને પહેલી પીછાન થઈ હતી તે પહેલા તે શુ કરતો હતો તે કોઇ જાણતુ ન્હોતુ તે ગમે તે હોય પણ તેનામા કોઇ જાતનુ અભિમાન ન્હોતુ રાજકુમાર પાસેથી કોઇવાર કઇ ઇનામ મળતુ તે તથા જુગારમા કોઇવાર દાવ લાગી જાય તો તે–એ સિવાય રાજેશ્રી પાસે કમાઇનુ કઇ સાધન ન્હોતુ તેના ચારિત્ર્ય માટે કોઈ કઇ આડી વાત કરી શકતુ ન્હોતુ છતા યુવાન રમણીઓ સાથે ટીમ મીગલ્સનો પરિચય થતો જોઈ તેમના મા બાપ રાજી થતા ન્હેતા

પ્રિન્સના મિત્ર સાથે અમે વાચકની પૂરી પીછાન કરાવી દીધી પણ તેનો સાથી કોણ છે ?

**આ અદ્ભૂત વારતાનો બીજો ભાગ તરત વાંચશો.**



આજેજ મગાવો તૈયાર છે.

સચિત્ર

# સ્વામી રામતિર્થ

## નું જીવન ચરિત્ર (સંપુર્ણ)

પહેલી આવૃતી.

સાહિત્ય પ્રેમીયોને અતુતમ અવસર

એક આદર્શ દેશ સન્યાસીનુ

## રસમય જીવન.

આ પુસ્તકમા શુ જોશો ? ધર્મ સેવાની જેના દીલમા ધગશ હતી, સ્વદેશ ધર્મનો ઉધ્ધાર કરવાની જેના ઉરમા ખટકી હતી, મારો દેશ મારો ધર્મ એ જેનો મુદ્રામત્ર હતો, દેશપ્રિતી જેના હ્રદયમા સજજડ અકિત હતી, ધર્મ પ્રવાહ જેની રકતવાહીનીઓમા સદોદીત જોસભેર વહેતે હતો તેવા હિંદના એક વખતના ધર્મ ધુરધર ધર્મોધ્ધારક સ્વામી રામતિર્થનુ જીવન સપૂર્ણ રીતે પ્રસ્તુત પુસ્તકમા આ લેખવામા આવેલ છે

'રામબાદશાહ'ના નામથી પૌર્વાત્ય તથા પાશ્ચાત્ય દેશોમાં વિખ્યાત એવા સ્વામી રામના આ જીવનને કયો સાચો હિંદી-વાન નહી વાચે ?

દળદાર પુસ્તક ઉંચા એન્ટીક કાગળ પાકુ બાઇન્ડીંગ સોનેરી નામ સુદર છાપ પૃષ્ટ ૨૪૦ રોયલ આઠ ફર્મા છતાંય તેની કીમંત માત્ર રૂ ૩-૦-૦. પોસ્ટેજ જુદુ.

| | |
|---|---|
| વસંત વિજય ભાગ ૧—૨—૩—૪ | ૧૨-૪-૦ |
| રત્નગઢની રંભા | ૩-૦-૦ |
| કુમુદ કુમારી | ૩-૦-૦ |
| કૈલાસ કુમારી ભાગ. ૧ થી ૪ | ૮-૦-૦ |
| વિશ્વ મોહિની ભાગ ૧ થી ૮ | ૧૬-૦-૦ |
| જુલ્મી જાલિમ | ૩-૦-૦ |
| રણઘેલા રજપુતો ભાગ ૧—૨ | ૬-૦-૦ |
| મધુ માલતી ભાગ ૧ થી ૪ | ૮-૦-૦ |
| ચુડેલનો ચમત્કાર | ૩-૦-૦ |
| સ્વરાજ્ય પ્રાપ્તિનો મહા મંત્ર | ૨-૮-૦ |
| મૃગલોચની ભા ૧ થી ૧૦ | ૨૧-૦-૦ |
| લાવણ્યમયી અને પ્રચંડ જવાલા મુખી | ૨-૮-૦ |
| રતિશાસ્ત્ર કિંવા કોકશાસ્ત્ર | ૩-૮-૦ |
| મરૂ ભુમીની મોહીની | ૧-૮-૦ |
| મનોહારિણી માયા | ૧-૮-૦ |
| બંસરીબાલા | ૩-૦-૦ |
| કમનસીબ કુસુમ | ૦-૦-૬ |
| ભુવન મોહિની | ૨-૪-૦ |
| કંગાલ કેદી ભાગ ૧—૨ | ૫-૮-૦ |
| દગાબાજ દુનીયા | ૨-૮-૦ |
| ભાગ્ય દેવીની ભયંકરતા | ૧-૧૨-૦ |
| પિચાશણીની કે પ્રેમદા? | ૧-૧૨-૦ |
| સ્વર્ગમાં શયતાન | ૧-૮-૦ |
| પેશાવરની પદ્મિની | ૧-૮-૦ |
| હાસ્ય તરંગ | ૨-૦-૦ |
| વીર અને વીર પુજા | ૩-૮-૦ |
| ચાદાભાઈ ગણા કેસ | ૨-૮-૦ |
| મહારાજ લાયબલ કેસ | ૨-૮-૦ |
| બેગી કેસ અથવા વારટલીલા | ૨-૦-૦ |
| બ્રહ્મદેશની રાણી | ૨-૦-૦ |
| ઇંદ્ર કુમાર | ૧-૮-૦ |

| | |
|---|---|
| સિગ્રીશ જગત ભાગ ૧—૨ | [illegible] |
| પંજાબનુ રહસ્ય | ૧—૮—૦ |
| અયોધ્યાનની પ્રભુતા | ૪—૮—૦ |
| પ્રાણેશ્વરીનું પ્રેમમંદિર | ૩—૦—૦ |
| રજપૂતોની રણભૂમી | ૩—૦—૦ |
| કત્લેઆમ | ૨—૮—૦ |
| ચાણક્યનંદીની | ૨—૮—૦ |
| અનંગભદ્રા અથવા વલ્લભિપુરનો વિનાશ ? | ૩—૮—૦ |
| બાદશાહ બાબર અથવા નુરે ઇસ્લામ | ૪—૮—૦ |
| કૃષ્ણનો કાર્તિકેય | ૩—૮—૦ |
| ચક્રવર્તી હમ્મીર | ૩—૮—૦ |
| અનારકલી અથવા અપરાધી અકબર | ૪—૦—૦ |
| રૈનક મહેલની રાજ ખટપટ | ૨—૮—૦ |
| બાજીરાવ બલ્લાડ | ૨—૮—૦ |
| પાટણની પ્રભુતા | ૨—૮—૦ |
| વેરની વસુલાત | ૩—૮—૦ |
| ગુજરાતનો નાથ | ૪—૦—૦ |
| પૃથ્વી પતિ વલ્લભ | ૧—૮—૦ |
| પુરંદર પરાજય | ૧—૦—૦ |
| મારી કમલા અને બીજી વાતો | ૧—૮—૦ |
| મહારાણી મયણલ્લા અથવા ગુજરાતની માતા | ૪—૮—૦ |
| હયદરઅલી અને ટીપુસુલતાન | ૨—૦—૦ |
| શીવાજીનો વધ નખ | ૧—૦—૦ |
| હલદી ઘાટનુ યુદ્ધ | ૧—૦—૦ |
| શાહજાદો અને ભીખારી | ૧—૮—૦ |
| મીસરની મહારાણી | ૧—૮—૦ |
| પદ્મિની અથવા ભસ્મિભુત ચિતોડ | ૨—૮—૦ |
| ઔરંગઝેબનો ઉદય | ૨—૮—૦ |
| ગુજમળથી ભાગ્ય પરીક્ષા | ૨—૮—૦ |
| ભદ્રકાળી અથવા પાવાગઢનો પ્રલય | ૨—૮—૦ |
| લીલા યાને જ્ઞાતિ તંત્ર | ૨—૦—૦ |

| | |
|---|---|
| ડુબતું વહાણ ... ... ... | ૪-૦-૦ |
| શ્રીમતિ વીજયા ... ... ... | ૩-૦-૦ |
| અમૃત પડે ... ... ... | ૨-૮-૦ |
| વિધવાનુ વેર ... ... ... | ૨-૮-૦ |
| સુધા હાસિની ... ... | ૨-૮-૦ |
| ગોહિલવીર હમ્મીરજી | ૨-૮-૦ |
| સુડા બ્હોતેરી (૭૨ વારતાનો સંગ્રહ) ... ... | ૩-૦-૦ |
| સ્વીટ્ઝરલેંડની સ્વતંત્રતા ... ... | ૧-૪-૦ |
| ઉષા અને અરૂણ ... ... ... | ૩-૦-૦ |
| ગુલીસ્તાનનુ ગુલ ... | ૫-૦-૦ |
| બોસ્તાનનુ બુલબુલ ... ... | ૫-૦-૦ |
| માકી ચવિત્રી ... | ૪-૦-૦ |
| ગુલવાડીનુ ગુલાબ ... ... ... | ૪-૦-૦ |

**વીગેરે તમામ જાતના પુસ્તકો મલશે.**



# જાહેર સુચના.

અમારે ત્યાંથી દરેક જાતના ગુજરાતી પુસ્તકો સુંદર અને જથાબંધ કીફાયત ભાવે મળશે લાયબ્રેરીના તથા બહારગામના ઓર્ડરો પર ખાસ ધ્યાન આપી માલ તુરત રવાના કરવામા આવે છે

એક વખત ઓર્ડર આપી ખાત્રી કરો

દરેક જાતના ગુજરાતી પુસ્તકો માટે લખો —

**ઠક્કર વિઠ્ઠલદાસ હરજીવનદાસ બુકસેલર.**

ઠે૦ જકરીયા મસ્જીદ, મુબંઈ ન ૩

---

તૈયાર છે !　　　　　　　　તૈયાર છે !!

## બંગાળી ભૂત

અથવા

## રહસ્યમય ખૂન ?

( અદ્ભુત ડિટેકટીવ નવલકથા )

બીજી આવૃતિ.

ડિટેકટીવ દેવેન્દ્રના અદભુત પરાક્રમો અને ખૂન ? નો પતો મેળવવો હોય તો આ પુસ્તક જરૂર વાંચો ઉંચા એન્ટ્રીક પેપર, આર્ટ પેપરનુ સચિત્ર જાડુ પુઠું હોવા છતા મુલ્ય માત્ર બાર આના પોસ્ટેજ જુદુ.

---

છપાય છે !　　　　　　　　છપાય છે !!

નવીન નવલકથા

# પિશાચ પ્રતિમા.

રસીક, મનોવેધક, અદ્ભુત વાર્તા જરૂર વાંચો.

**મૂલ્ય માત્ર બાર આના.**

અગાઉથી પૈસા મોકલી ગ્રાહક થનાર પાસેથી આઠ આના પોસ્ટેજ માફ

વારતા અને હાસ્યરસના શોખીનોને અમૂલ્ય તક !

નવરસથી ભરપૂર સચિત્ર અઠવાડિક પત્ર

# વિલાસ.

હર શનિવારે પ્રગટ થાય છે.

"સૌન્દર્ય વિજય યા સતરમી સદીનું ઇંગ્લંડ" તથા "લોહીના વેપાર" ના લખક રા મધુકરની નાચતી, કુદતી પછડાતી, રસભરી કલમની પ્રસાદી હર અઠવાડિયે ચાખવી હોય અને તે સાથેજ ગુજરાતના સર્વ મસ્ત લેખકોની વિવિધ બાનીની લહેજ્જત લેવી હોય તો આજેજ રૂપીઆ ત્રણ ભરી વાર્ષિક ગ્રાહક થઈ જાઓ

## લંડન રાજ-રહસ્ય

અથવા

## મીસ્ટરીઝ ઓફ ધી કોર્ટ ઓફ લંડન.

વિલાસના ચલુ અંકોમા આ અદભૂત નવલકથાને રા મધુકર અજબ ઉત્સાહથી આગળ વધારી રહ્યા છે પહેલો ભાગ વાચનારને બાકીનો ભાગ જલદી વાચવો હોય તો તરત 'વિલાસ" ના ગ્રાહક થઇ જાઓ

વ્યવસ્થાપક.

**વિલાસ.**

૯૮, ઢોબીચકલા, કોટ, મુંબઈ